

## 'અજ્ઞાતા' કોણ?

તે એક નવલકથાકાર હતો તેની ઉપર ટપાલમાં એક પેકેટ આવ્યું હતું. પેકેટમાં પચાસ પાનાં ભરીને લખવામાં આવેલો એક પત્ર હતો! અને પત્ર લખનારનું નામ નહોતું પેકેટ પર કે પત્રની અંદર!

"જેણે મને ઓળખી નથી નથી ઓળખતા, એવા એક પુરુષ પ્રતિ" લખાએલો એ પત્ર હતો. ખરેખર પત્ર લખનાર એક "અજ્ઞાતા" સ્ત્રી હતી.

"અજ્ઞાતા" એ તે પત્રમાં પોતાની આત્મકથા લખી હતી......પણ ઓળખીતા પુરુષ પ્રતિ લખી હતી... શામાટે તેમાં તેણે પોતાનું હૃદય ઠાલવ્યું હતું? તે 'અજ્ઞાતા' કોણ હતી?... એ બધું તો આ નાનીશી કથા જ કહેશે.....



કિરીટ ગ્રંથાવલિ ૨ ॐ આદર્શ પ્રકાશન ૫

# અજ્ઞાતા

લેખક

ચુનીલાલ વર્ધમાન શાહ

[illegible]

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

[illegible] - અમદાવાદ

: પ્રકાશક :
આદર્શ પુસ્તક ભંડાર
નવનિતલાલ પ. મદ્રાસી
ભદ્ર : અમદાવાદ



રૂ. ૧–૮–૦

*

જુન ૧૯૪૪

: મુદ્રક :
મગનભાઇ છોટાભાઈ દેસાઇએ
ધી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં
છાપી ઠે. સલાપોસ ક્રોસરોડ
ભક્તિમાર્ગ કાર્યાલય : અમદાવાદ.

# પ્રસ્તાવના

'અજ્ઞાતા' એ વિખ્યાત ઑસ્ટ્રિયન લેખક સ્ટીફન ઝ્વીગની જર્મન ભાષામાં રચાયલી એક લાંબી વાર્તાને આધારે લખાયલી નાની ગુજરાતી નવલકથા છે આત્મકથારૂપે તેમાં 'અજ્ઞાતા' જે નિવેદન કરે છે તેમાં જ એવી હૃદયદ્રાવકતા રહેલી છે કે તેણે જગતની અનેક ભાષાઓના વાચકોનાં હૃદયોને ભાવોદ્રેકથી ભરી દીધાં છે, માનવસહજ ઊર્મિઓને અનુભવાવી છે અને પોતાના જ જીવનની અકથ્ય સંવેદનાઓને જાણે વાણીસ્વરૂપ મળ્યું હોય એવા ભાવપૂર્વક વાચકોએ એ આત્મકથાને સત્કારી છે. માનવસહજ ભાવો તથા ઊર્મિઓ સર્વ દેશોમાં અને સર્વ કાળમાં એટલાં સમાન હોય છે કે તેમાં વાચકોને કાલવ્યુત્ક્રમ કે પરકીયતા લાગતી જ નથી. 'અજ્ઞાતા' એ પરભાષામાંથી કરાયલું એક રૂપાંતર હોવા છતાં મૂળ કથાનું પંચાણું ટકા જેટલું તત્ત્વ તો એમનું એમ જ રાખ્યું છે; તોપણ 'પ્રજાબંધુ'માં તે ૧૯૪૦ ની સાલમાં ચાલુ વાર્તા તરીકે પ્રસિદ્ધ થતી હતી, ત્યારે વાચકોને તેમાં પરદેશનાં પાત્રો કે વાતાવરણ આવતાં લાગ્યાં નહોતાં. એ ગુણ મૂળ લેખકની માનવહૃદયની નૈસર્ગિક વૃત્તિઓનું આલેખન કરવાની કલાનો અને માનવજીવનના સૂક્ષ્મ નિરીક્ષણ તથા અભ્યાસનો છે.

અને માનવતાનો જ સંદેશો પોતાની કૃતિઓદ્વારા જગતને સુણાવનાર એ લેખક સ્ટીફન ઝ્વીગ 'અજ્ઞાતા' લખાઈ ત્યારે વિદ્યમાન હતો, આજે તે નથી. ૧૯૪૨ માં અમેરિકાના બ્રાઝિલની રાજધાની પેટ્રોપોલીસમાં તેણે વિષપાન કરી આત્મહત્યા કરી હતી ! એ જીવન અને એ આત્મહત્યા પણ રોમાંચક છે. આ પુસ્તકના પરિશિષ્ટમાં એની સંક્ષિપ્ત જીવનકથા આપી છે તેમાંથી એ જીવનની તેમ જ મૃત્યુની અસાધારણતાનો ખ્યાલ વાચકો મેળવી શકશે.

ગિરધરનગર—શાહીબાગ
અમદાવાદ તા.૧-૬-૧૯૪૪ } ચુનીલાલ વર્ધમાન શાહ.

# અ નુ ક્ર મ


નવલકથાકાર ... ... ... ... પૃષ્ઠ ૧

(૧) અજાણી યુવતીનો પત્ર ... ... ... ,, ૪

(૨) "અને તે રાત્રે પહેલી જ વાર તમે મને સ્વપ્નમાં પણ દેખાયા!" ... ... ... ,, ૮

(૩) "બસ! એ સહૃદય, સુકોમળ, મધુરા દૃષ્ટિપાતની ક્ષણથી જ હું તમારી થઈ ગઈ!" ... ,, ૧૫

(૪) "તરુણીની પ્રેમ-ઉષ્માની તુલનામાં મુગ્ધા કન્યાની પ્રેમ-નિર્મળતા કેવી મૂલ્યવતી હોય છે!" ... ,, ૨૦

(૫) વિયોગ પૂર્વેની છેલ્લી રાત ... ... ,, ૨૭

(૬) "દિલમાં હિજરાયા કરવું એ જ જાણે મારો આનંદ હતો!" ... ... ... ... ,, ૩૫

(૭) આઠેક દિવસના ટળવળાટ પછી ... ... ,, ૪૧

(૮) પરિચયનો અવસર મળ્યો, પછી તેનો અસ્વીકાર હું કરી શકું ખરી?... ... ... ... ,, ૪૬

(૯) "અહા! હું તમારા મકાનમાં, તમારા ખંડની અંદર, તમારી જ સાથે જઈ રહી હતી!"... ... ,, ૫૧

(૧૦) "મારો પુત્ર અત્યારે મૃત્યુ પામ્યો છે, તે તમારો પણ હતો!" ... ... ... ... ,, ૫૭

(૧૧) "નરકમાં જઈને પણ જો એ જ પુનરનુભવ કરવાનો હોય તો હું તે ખુશીથી કરું!" ... ... ,, ૫૩

(૧૨) "સાધારણ વેશ્યાનો ધંધો તો મેં નહોતો કર્યો, છતાં મેં મારા દેહને વેચ્યો હતો!" ... ... ,, ૬૮

(૧૩) "તમારા પાસામાં જ બેસવું અને તમને સ્પર્શ પણ કરવો નહિ, એ કેવું મનોદમન છે!" ... ,, ૭૩

(૧૪) "તમારા બંગલાનાં પગથિયાં આપણે એક વાર ફરીથી સાથે ચડ્યાં" ... ... ... ... ,, ૭૮

(૧૫) "મને પિછાણો, છેવટે તો મને પિછાણો!" એ જ મારી આંખોનો આર્તનાદ હતો. ... ... ,, ૮૫

(૧૬) "એ મારી છેલ્લી માંગણી છે..."... ... ,, ૯૧

ઉપસંહાર ... ... ... ... ... ,, ૯૫

પરિશિષ્ટ : સ્ટીફન ઝ્વીગ ... ... ... ,, ૯૭

# અજ્ઞાતા

## નવલકથાકાર

તે એક જાણીતો નવલકથાકાર હતો. ઓકટોબરનો તાપ અમદાવાદમાં આકરો લાગે છે, એટલે પંદરેક દિવસ આબુ પહાડની શીતળતા ચાખીને તે પાછો ફર્યો હતો. સ્હવારમાં સ્ટેશન પર ઊતરતાં જ તેણે તે દિવસનું દૈનિક પત્ર લીધું અને મથાળા પરની તારીખ વાંચતાં તે ચમક્યો.

અહો, આજે તેને પાંત્રીસમું વર્ષ બેઠું હતું: આજે જ તેનો જન્મદિવસ હતો!

એક અણુચિંતવ્યા ચમકારાની પેઠે તેને એ વિચાર આવ્યો અને ચાલ્યો ગયો. ન થયો હર્ષ કે ન થયો શોક. તેણે ભાડાની મોટર મંગાવી, છાપું ઘડી વાળીને બિસ્તરાના પટ્ટામાં ભેરવી દીધું અને નદીપાર પોતાના નિવાસસ્થાને તે જવાને ઊપડી ગયો.

નોકર દોડીને ઝાંપે આવ્યો. તેણે શકટનો સામાન ઉતારીને

અંદર લીધો અને તુરત શેઠની ગેરહાજરીમાં કોણુ કોણુ મળવા આવ્યાં હતાં તે કહ્યું, કોણુ કેવો સંદેશો આપી ગયા હતા તે જણાવ્યું અને પાંચ–સાત ખુલ્લી તથા કવરમાં બીડેલી ચિઠ્ઠીઓ પણ રજુ કરી. તે ઉપરાંત છાપાં, ચોપાનીયાં, પુસ્તકો અને ટપાલના કાગળોનું પોટકું લાવીને તેણે મેજ પર મૂક્યું.

તેણે પહેલાં ચિઠ્ઠીઓ જોઇ લીધી. પછી ટપાલમાં આવેલા પત્રો ફોડ્યા. તે બધાને ઉપલક જોઈને ચોપાનિયાં તથા ચોપડીઓનાં પેકેટો ફુરસદ માટે બાકી રાખ્યાં. એ પેકેટોમાં એક મોટું પરબીડિયું હતું. નહોતું તે પુસ્તક કે નહોતું તે ચોપાનિયું. સરનામાના અક્ષરો અજાણ્યા હતા છતાં એ લાંબા પરબીડિયામાં ખૂબ પાનાં ભરીને લખેલો કોઇનો પત્ર હશે એમ તેને લાગ્યું. પણ તુરત તેને વિચાર આવ્યો કે કોઇ શિખાઉ લેખકે પોતાની વાર્તાનો હસ્તલેખ પોતાની તપાસ તથા અભિપ્રાય માટે અથવાતો પ્રસ્તાવના લખી આપવા માટે મોકલ્યો હશે. બીજાં પેકેટો સાથે તે પણ તેણે બાકી રાખ્યું અને તે નહાવા ઊઠ્યો.

સ્નાન, ચાહ અને પાન લીધા પછી તેને સમય મળ્યો અને તેણે એ પરબીડિયું ફોડીને અંદરથી હસ્તલેખ બહાર કાઢ્યો.

હા, તે હસ્તલેખ હતો, પણ કોઇ વાર્તાનો નહિ; તે એક પત્ર હતો, છતાં તે કેટલો મોટો હતો! પચાસ પાનાં ભરીને ઉતાવળે ઉતાવળે લખી નાંખેલો એ એક પત્ર હતો!

તેણે ફરીથી પરબીડિયું જોયું. અમદાવાદમાંથી જ ગઈ કાલે ટપાલમાં પડેલો એ પત્ર હતો! રવાના કરનારનું નામ નહોતું પરબીડિયા પર કે નહોતું અંદરના કાગળના ચોડા પર!

"ખરેખર, આશ્ચર્યજનક પત્ર છે! આવો નનામો પત્ર કોણે લખ્યો હશે?"

અને તેણે એ પત્ર વાંચવાનો પ્રારંભ કર્યો.

"જેણે મને નથી ઓળખી–નથી ઓળખતા એવા એક પુરુષ પ્રતિ" એટલું માત્ર તેનું મથાળું હતું. અને સંબોધનને માટે એક શબ્દ પણ નહોતો.

"આ પત્ર મને લખવામાં આવ્યો હશે કે કોઇ કલ્પિત વ્યક્તિને ?"

આ વિચારે તેના કુતૂહલને વિશેષ જાગ્રત કર્યું, અને તેણે પત્ર વાંચવા માંડ્યો.

૧

# અજાણી યુવતીનો પત્ર

મારો પુત્ર થોડા કલાક પહેલાં જ મૃત્યુ પામ્યો છે. ત્રણ દિવસ અને ત્રણ રાત્રિથી હું એના જીવનને માટે યમદૂતની સાથે લડી રહી હતી. તાવ તેના કોમળ શરીરમાં ધગધગતો હતો ત્યારે સળંગ અડતાળીસ કલાક સુધી હું તેના બિછાના પાસે બેઠી હતી. તેના કપાળ પર બરફની થેલી અને કોલનવોટરનાં પોતાં મૂક્યા કરીને, રાત ને દહાડો, હું તાવની કાતિલ અસરને નિષ્ફળ કરવા મથ્યા કરતી હતી. તે તરફડતો હતો, બિછાનામાં અસ્વસ્થતાથી હાથપગ અફાળતો હતો. હું તેના હાથ મારા હાથમાં લઈને ધીરેથી પકડી રાખતી, તેના તરફડાટને પ્રકટ ન થવા દેવા ઇચ્છતી, પરંતુ એ તો શરીર માંહેની વેદનાનો તરફડાટ હતો: તે કેમ રોકયો રોકાય? તે હાથપગ અફાળતો—તેની નાડીઓ તૂટતી હોવાનો જ એ આવિષ્કાર હશે.

ત્રીજા દિવસની સાંઝે મારી શક્તિ ટકાવ ન કરી શકી. મને ખબર ન રહી અને મારી આંખો મીંચાતાંની સાથે હું ઊંઘી ગઈ. હું એના પલંગની ઇસ પર મેજને ટેકે બેઠી હતી, તેમ ને તેમ ત્રણ—ચાર કલાક હું ઊંઘી. દરમ્યાનમાં એનું પ્રાણપંખી ઊડી ગયું!

મારો પ્યારો પુત્ર તેના નાનકડા પલંગમાં જે સ્થિતિમાં મૃત્યુ પામ્યો હતો, તે જ સ્થિતિમાં સૂતો છે; માત્ર તેની આંખો—તેની તેજસ્વી, મીઠી, ચકોર આંખો બંધ થઇ ગઇ છે. તેના હાથ તેની છાતી ઉપર અદબ વાળીને પડ્યા છે.

ઘીનો દીવો ગોખલામાં પડ્યો પડ્યો બળે છે અને તેનો પ્રકાશ તેના શાન્ત વદન ઉપર પડે છે. તેનું વદન જોવાનું મને ગમે છે, પરન્તુ હું હિંમત રાખીને જોઈ શકતી નથી. પવનની લહેર આવે છે, દીવો ધ્રૂજે છે અને તેનો ધ્રૂજતો પ્રકાશ એ વદન પર પથરાય છે ત્યારે મને ભાસ થાય છે કે તેના વદનમાં ચેતન આવે છે, હમણાં તે ઊંઘમાંથી જાગશે, બોલશે, તેની મીઠી બોલીમાં કાંઈ માંગશે! પરન્તુ તે મૃત્યુ પામ્યો છે અને તેથી જ તેના જડ વદન પરની એ ચેતનાનો ભાસ મારા મનને કંપાવે છે. એ વદનને પુનઃ પુનઃ જોવું અને પુનઃ પુનઃ નિરાશાનો ડંખ વેઠવો તે કરતાં તે તરફ દૃષ્ટિપાત ન કરવો એ જ ઠીક છે. એ તો બિચારો ગયો તે ગયો જ છે, ફરીથી કાંઈ થોડો જ પાછો આવવાનો છે!

અને હવે આ દુનિયામાં મારું રહ્યું છે કોણ? માત્ર તમે એક જ, અને તમે તો મને ઓળખતા નથી! તમે તમારા ધ્યાનમાં મસ્ત છો; આસપાસની દુનિયા અને એ દુનિયામાંનાં માનવીઓ તરફ ધ્યાન આપવાની કે તેમને ઓળખવાની તમને પરવા નથી; માત્ર તમારા પોતાના જીવનને તમે માણી રહ્યા છો અને જડ—ચેતન સૃષ્ટિ સાથે મોજમાં આવે તેમ ખેલી રહ્યા છો. તમે મને કદાપિ ઓળખી નથી, છતાં મારા જીવનની એક પણ પળ એવી નથી ગઈ કે જે પળે તમારા પ્રતિનો મારો પ્રેમ સતત જાગ્રત ન રહ્યો હોય.

રાત વેગથી દોડી રહી છે અને ઘીના દીવાની સામે જ વિજળીની બત્તી સળગાવીને તમને આ પત્ર લખી રહી છું. મારા હૃદયમાં જે ધોધ વહી રહ્યો છે તેને હૃદયની બહાર કાઢ્યા વિના મને

અત્યારે ચેન પડે તેમ નથી. કોઈની પણ સમીપે એ ઘોષ વહાવવા હું તલસી રહી છું. અને આ ભયંકર સમયે એ હૃદયઘોષ તમારી સમક્ષ ન વહાવું તો બીજે ક્યાં વહાવવા જઉં? હા, તમારી જ સમક્ષ હું તે વહાવવા ઇચ્છું છું, કારણકે જીવનભર તમે જ મારા સર્વસ્વરૂપ હતા,—ના, અત્યારે પણ છો. કદાચ હું શું કહેવા માંગું છું તે હું સ્પષ્ટતાથી સમજાવી શકતી નહિ હોઉં, કદાચ હું કહું છું તે તમે સ્પષ્ટતાથી સમજી શકતા નહિ હો, પણ હું જે કાંઇ કહું છું તે ઊંડા હૃદયમાંથી કહું છું.

માથું ચડયું છે. લમણા દુઃખે છે. અંગે અંગે કળતર થાય છે. એમ લાગે છે કે મને પણ તાવ ચડ્યો હોવો જોઇએ. આસપાસના લત્તામાં મેલેરિયા—ઇન્ફ્લ્યુએન્ઝા ચાલી રહ્યો છે, અને બનવાજોગ છે કે મને પણ એવા તાવનો ચેપ વળગ્યો હોય. અને જો મને તાવ આવ્યો જ હોય અને એ દ્વારા હું પણ મારા પુત્રની સાથે જ પરલોકવાસી થઉં તો હું જરાએ દિલગીર નહિ થઉં. કોઇ કોઈ વાર મારી આંખોની આડે અંધકાર છવાઇ જાય છે, જાણે મને અંધારાં આવતાં હોય; અને તેથી આ પત્ર હું લખવા બેઠી છું ખરી, પણ તે પૂરો કરી શકીશ કે નહિ તેની મને જરાય ખાત્રી નથી. છતાં મારામાં જે કાંઇ શક્તિ રહી છે, તેના અણુએ અણુનો ઉપયોગ કરીને પણ, અત્યારે અને આજની જ રાતે, મારે તમને જે કહેવાનું છે તે કહેવા મથીશ જ, મારા વહાલા! મને કદાપિ નહિ ઓળખનાર મારા પ્રિયતમ!

તમને જ હું કહેવા માંગું છું કે મારે જે કાંઈ તમને કહેવું છે તે હું આજે પહેલી જ વાર પૂરેપૂરું કહીશ. હું તમને જણાવવા ઇચ્છું છું કે મારું આખું જીવન તમારું જ થઈને રહ્યું છે અને તે જીવનમાંનું તમે કશુંય જાણતા નથી. મારા દિલનું રહસ્ય પણ તમે મારા મૃત્યુ પછી જ જાણી શકવાના છો, એટલે મારા આ પત્રનો

કે તેમાંના મારા કથયિતવ્યનો જવાબ તમારે કોઇને આપવાનો રહેશે નહિ. અત્યારે મારું શરીર ટાઢથી ધ્રૂજી રહ્યું છે અને તાવથી ભરાઇ ગયું છે, અને તેને પરિણામે મારા જીવનનો અંત આવી જશે, તો જ તમે આ રહસ્ય પણ જાણી શકશો. જો જીવનનો અંત નહિ જ આવે, હું બચી જઇશ અને જીવીશ, તો હું આ પત્ર ફાડી નાંખીશ, અને હું જેવી રીતે આજસુધી મૂગી બેસી રહી છું, તેવી જ રીતે મૌનમાં જીવન ગાળ્યા કરીશ.

એટલે જો તમને આ પત્ર મળે, તે તમારા હાથમાં આવે અને તમે તે વાંચી રહ્યા હો તો તમારે ચોક્કસ જાણી લેવું કે એક મરણ પામેલી સ્ત્રી જ તમને પોતાની કહાણી સંભળાવી રહી છે. એ કહાણી એવા જીવનની છે કે જે જીવન તેના પ્રારંભથી તે સભાન દશાની છેલ્લી ક્ષણ સુધી તમોને જ સમર્પિત હતું—તમારું જ થઈને રહ્યું હતું.

તમારે મારી કહાણી વાંચીને કશો ભય પામવાની જરૂર નથી. મૃત્યુ પામેલી સ્ત્રીને કશું જોઇતું હોતું નથી. તેને નથી જોઇતો કોઇનો પ્રેમ, નથી જોઈતી દયા, નથી જોઈતું આશ્વાસન. તમારી પાસે મારી માત્ર એક જ નમ્ર યાચના છે, અને તે એ કે દિલમાંના દર્દથી હું મારી જે કહાણી તમારી પાસે કહી રહી છું તેને તમે સંપૂર્ણ રીતે સાચી માનજો; મારા શબ્દોને જૂઠા ન માનશો. બસ, એટલું જ હું તમારી પાસેથી યાચું છું. એક માતા પોતાના એકના એક વહાલા પુત્રના મુડદા પાસે બેસીને એક પણ શબ્દ જૂઠો બોલવાની ધૃષ્ટતા કરી શકે ?

---

## ૨

## "અને તે રાત્રે પહેલી જ વાર તમે મને સ્વપ્નમાં પણ દેખાયા !"

હવે હું તમને મારો સંપૂર્ણ જીવનવૃત્તાંત કહીશ. મારું ખરું જીવન તો મેં તમને પહેલી વાર જોયા, તે દિવસથી જ શરુ થયું હતું. તે દિવસ પૂર્વેનું મારું જીવન મને જે કંઈ સાંભરે છે તે તદ્દન ઝાંખું છે, અસ્પષ્ટ છે, અંધકારથી ભરેલું છે. બે નાની ઓરડીઓવાળું ઘર, ધૂળ અને રજોટીથી ભરેલો થોડો સામાન, કરોળિયાનાં જાળાંથી ખરડાયલી ભીંતો, એવી બધી વાતો સાથે મારા હૃદયને લેવાદેવા નથી. જ્યારે તમે મારા જીવનમાં પહેલું પ્રકાશકિરણ પ્રકટાવ્યું ત્યારે હું બાર વર્ષની હતી.

અત્યારે તમે જે બંગલામાં રહો છો અને મારા જીવનના છેલ્લા શ્વાસ સમો મારો આ પત્ર વાંચો છો, તે બંગલાના કમ્પાઉન્ડમાં આવેલી ઓરડીઓની હારમાંની બે ખંડવાળી એક ઓરડીમાં હું તે વખતે રહેતી હતી. કમ્પાઉન્ડમાં પેસતાં છેલ્લી પણ બંગલાથી ગણતાં પહેલી એટલે બંગલાની સૌથી વધારે નજીકની મારી ઓરડી હતી. એ ઓરડીના દ્વારમાં ઊભી ઊભી બારીઓ વાટે અને

બારણાં વાટે હું તમારા બંગલાના ખંડોમાં સારી રીતે નજર કરી શકતી. તમે તો અત્યારે એ ઓરડીમાંનાં અમ જેવાં ભાડૂતોને ખરેખર ભૂલી જ ગયા હશો. એ ઓરડીમાં રહેતી એક મધ્યમ વયની વિધવા બાઈ અને તેની દુબળી–પાતળી અધવિકસી છોકરીને તમે અત્યારે યત્ન કર્યા છતાં સ્મરણમાં લાવી નહિ શકો. અમે માતા–પુત્રી હમેશાં શાંત રીતે જ ત્યાં રહીને દહાડા ગાળતાં. અમારું કુટુંબ સ્વભાવે જેવું નમ્ર હતું. તેવાં નમ્ર અમે હતાં અને અમારી રહેણી–કરણીમાં પણ એ નમ્રતા ઊતરી હતી.

તમે અમારું નામ તો ક્યાંથી જાણતા જ હો ? મોટા માણસોના બંગલા ઉપર તેમનાં નામનાં પાટિયાં ચોડેલાં હોય છે. ‘અમુક નિવાસ’ ને ‘અમુક વિલા’ જેવાં બંગલાનાં નામ પણ પાડેલાં હોય છે. તેવાં નામઠામ અમારી ઓરડીને બારણે ક્યાંથી લટકાવેલાં હોય ! અને અમારા એકાકી નમ્ર જીવનમાં એવાં કોઇ ઓળખીતાં, સગાં કે પરિચયીઓ નહોતાં કે જેઓ નામ પૂછતાં પૂછતાં મળવા આવે; એટલે પડોશીઓ પણ અમારાં નામ ભાગ્યે જ જાણી શકે. વળી એ સમયને આજે બાર–તેર વર્ષ થઈ ગયાં એટલે તમને અમે સાંભરીએ એ અશક્ય જ છે.

પરંતુ, હા ! મને તો તે વખતની રજેરજ વાત સાંભરે છે, અને સાંભરે છે ત્યારે તે વખતનો ઉલ્લાસ અત્યારે પણ હું અનુભવી શકું એમ મને લાગે છે. મેં તમારું નામ પહેલી વાર સાંભળ્યું અને તમને પહેલી વાર જોયા, તે દિવસ અને તે કલાક, બધું જ મને અત્યારે સાંભરે છે, જાણે હજી ગઈ કાલના જેવી જ તાજી વાત હોય ! મારું જીવન અને મારી દુનિયા જ તે દિવસથી શરુ થયાં હતાં, તો પછી તે સાંભર્યા વિના રહે પણ કેમ ?

જરા ધીરજથી મારી વાત સાંભળજો, કારણકે મારે તમને પહેલેથી છેલ્લે સુધીની દરેકે દરેક વાત કહેવી છે. આખા જીવનમાં

તમને એકલાને જ ચાલ્યા કરીને હું જરાય થાકી નથી, તો હવે મારી કહાણી સાંભળવાને થોડો સમય મને આપતાં તમે ન કંટાળશો.

તમે એ બંગલામાં રહેવા આવ્યા તે પહેલાં બંગલામાં જે એક ગૃહસ્થ રહેતા હતા તેના ઘરનાં બધાં માણસો કંકાસખોર હતાં. તેઓ માંહોમાંહે લડતા અને કંપાઉન્ડની ઓરડીઓમાં રહેનારાં અમ જેવાં ગરીબ ભાડૂતોની સાથે પણ લડતાં. તે લોકો બંગલામાં રહેતા હતા એટલે પૈસાદાર હશે, પરંતુ તેમનાં આચરણ તો કોળી–ઠાકરડાથી ય ઊતરતાં હતાં. ત્યાં દારુ પિવાતો, પુરુષ તેની બૈરીને મારતો અને તેનો જુવાન છોકરો પોતાની બૈરીને પણ મારતો. નોકર અને નાનાં છોકરાં ઘરમાંથી કાંઇ કાંઇ વસ્તુઓ ચોરતાં એટલે તેમને ય માર પડતો, રડારોળ થતી અને રોજ લગભગ મધરાત સુધી એક યા બીજા પ્રકારનો શોરબકોર ચાલતો. એક વાર તો સસરો છોકરાની વહુને મારવા દોડેલો, એટલે છોકરાની વહુ બંગલામાંથી દોડીને અમારી ઓરડી પાસે આવી ઊભી ઊભી રોવા લાગી. પાછળ સસરો હાથમાં લાકડી લઇને આવ્યો અને અમે બધાં વચ્ચે પડયાં ને પોલીસને બોલાવવાની ધમકી આપી ત્યારે તે બિચારી મારમાંથી ઊગરી! મારી માતા તો તેમની સાથે બોલચાલનો સંબંધ પણ રાખતી નહિ, અને મને ય સાફ કહી દીધેલું કે એમના ઘરનાં છોકરાં સાથે મારે રમવું નહિ કે બોલવુંય નહિ. ઓરડીઓનાં બીજાં ભાડૂતો પણ તેમનાથી વાજ આવી ગયાં હતાં.

પણ કાંઇક એવું બન્યું કે એમને બંગલો ખાલી કરવો પડયો– હું ધારું છું કે ચોરીનો માલ રાખવા માટે તે પકડાયો હતો અને તેનો મોટો છોકરો નાસી ગયો હતો. તુરત જ " આ બંગલો ભાડે આપવાનો છે " એવું પાટિયું ઝાંપા પર લાગ્યું અને તે જોઈને અમે બધાંએ છૂટકારાનો દમ લીધો. પછી થોડે દિવસે બંગલાના પગી

 

પાસેથી અમે જાણ્યું કે બંગલો એક મોટા પંડિતે ભાડે રાખ્યો છે અને એ પંડિત પુસ્તકો લખવાનું કામ કરે છે. મેં ધાર્યું કે કોઈ શાસ્ત્રીજી આવવાના હશે, પણ એક વાર બંગલાના માલીકે આવીને બંગલો તપાસી તેને ધોળાવવાની વ્યવસ્થા કરી, ત્યારે જાણવામાં આવ્યું કે નવા ભાડૂત કોઈ શાસ્ત્રી–બાસ્ત્રી નથી પણ ગ્રંથકાર–નવલ-કથાકાર છે, એકલા છે, વિધુર છે અને તે તથા તેમનો નોકર એ બે જ જણ તેમાં રહેવા આવવાના છે, એટલે હવે પહેલાંના જેવો શોરબકોર કે ધીંગામસ્તીનો ભય નથી. તે વખતે પહેલી જ વાર મેં તમારું નામ સાંભળ્યું.

બંગલો ધોળાઈ ગયો અને સાફસુફ થઇ ગયો એટલે લારીઓ ભરીભરીને સામાન આવવા માંડ્યો. સામાન લાવનારા અને અંદર મૂકનારા મજૂરો બહુ ઘાંટાઘાટ કરતા, પણ તેથી મારી માતા ખુશ થતી, કારણકે એ ઘાંટાઘાંટ માત્ર થોડા વખતનાં હતાં અને પછી તો પડોશમાં કેવળ શાંતિ જ જળવાઇ રહેવાની હતી. બધું ફરનીચર અને વસ્તુઓ તમારો પ્રૌઢ વયનો નોકર ગોઠવતો હતો. તે જ વખતે એ નોકર મને ઠરેલ અને ઠાવકો લાગ્યો. તેણે ફરનીચરની ગોઠવણ કરી અને તે એવી શાંતિથી કે અમને તેના સ્વભાવ તથા શાણપણ માટે માન ઊપજ્યું. શેઠનું કામ એ પોતાનું જ કામ છે, એમ સમ-જીને કામ કરનાર નોકરો આજકાલ જવલ્લે જ કોઈ જોવામાં આવે છે. તે જેવો શાંત અને માયાળુ હતો તેવો જ કામગરો પણ હતો. શરુઆતથી જ તે બધી ઓરડીઓવાળાં પ્રત્યે વિવેકથી વર્તતો અને મારી માતાને તો તે 'માજી' કહીને બોલાવતો. મારા જેવી છોકરી પ્રત્યે પણ તે વિવેકથી બોલતો. કોઇ વાર વાતચીતમાં તે તમારું નામ બોલતો ત્યારે જણાઇ આવતું કે તમારી પ્રત્યે તેને અત્યંત માન છે, એટલું જ નહિ પણ તમારા માટે તેને અત્યંત કાળજી હોય તેવી જવાબદારીનું ભાન તેનામાં પ્રકટેલું જણાતું. પછીથી

જણાયું કે તે નોકર હતો, રસોઈયો હતો, અરે–તમારા ઘરનો પૂરે-પૂરો કારભારી પણ હતો! એ સરસ નોકર પ્રત્યે મને વડીલના સરખા માનની લાગણી ઊપજી, જોકે તે સાથે જ મને તેની ઈર્ષા પણ આવી કે તમારા જેવા એક મહાન ગ્રંથકારની પાસે હમેશાં રહેવાનું મોટામાં મોટું સદ્‌ભાગ્ય તેને પ્રાપ્ત થયું હતું.

આવા નાના નાના પ્રસંગો હું તમને શામાટે કહી બતાવું છું તે તમે જાણો છો ? હું તમારા મગજમાં ઉતારવા ઇચ્છું છું કે જ્યારે હું એક મુગ્ધ કન્યકા હતી, ત્યારથી–મારા સાચા જીવનના આરંભથી તમારું વ્યક્તિત્વ મારા ઉપર કેવી રીતે ખૂબ–ખૂબ પ્રભાવ પાડવા લાગ્યું હતું. મેં તમને ખરેખર જોયા, તે પૂર્વે તો તમારા મસ્તકની આસપાસ એક તેજોવર્તુલ મારાં અંતશ્ચક્ષુઓમાં પ્રકટી ચૂક્યું હતું. તમારી આસપાસનું વાતાવરણ મારા મનમાં એવા પ્રકારનું સર્જવા લાગ્યું હતું કે જે વાતાવરણમાં ભવ્યતા અને વૈભવ પ્રસરી રહ્યાં હતાં.

એક વાર સાંજે હું નિશાળેથી ઘેર આવી અને બંગલાના કંપાઉન્ડમાં ખુરશીઓ ને મેજો ને પલંગ ને કોચ ને એવી એવી સુંદર વસ્તુઓથી ભરેલી લારીઓની હાર લાગી રહેલી જોઈ, ત્યારે મારું મન જાણે કુતૂહલથી મૂઢ સરખું બની ગયું હતું. તે વખતે મોટાં મોટાં કબાટો તો બંગલામાં મુકાઇ ગયાં હતાં અને નાની વસ્તુઓ જ મારી નજરે પડી હતી. હું બંગલાના મુખ્ય દ્વારની સામે ઊભી રહી અને આનંદભરી પ્રશંસાની દૃષ્ટિએ મૂગી મૂગી જોઈ રહી. એવી ખુરશીઓ અને એવા મેજો તો મેં ઘણીએ વાર જોયાં'તાં, પેલા પડેલાંના ભાડૂત પાસે પણ એવી વસ્તુઓ હતી, પણ આ તો તમારી વસ્તુઓ હતી, અને બીજી તેવી જ વસ્તુઓ કરતાં તમારી વસ્તુઓમાં મને કાંઇ અનેરી વિશેષતા ભાસતી હતી. એ વસ્તુઓમાં વળી કેટલાંક નાનાં સુંદર આરસનાં પૂતળાં હતાં, મઝાનાં

રંગીન ચિત્ર મઢેલા તખ્તાઓ હતા, સરસ નકસીવાળા ગોળ મેજો હતા. પછી પુસ્તકોથી ભરેલી લારીઓ આવી. અહાહા! કેવાં મોટાં, સુંદર અને ભાતભાતનાં પુસ્તકો! આવાં આવાં પુસ્તકો હોય છે તેની મને તો કલ્પના પણ નહોતી. પુસ્તકો વરંડામાં મુકાવા માંડયાં અને નોકર એક પછી એક પુસ્તક લઈને તેના ઉપર ચડેલી રજ ઝાપટતો હતો તથા પુસ્તકોની થપ્પી કરતો હતો. એ થપ્પી ઊંચી ને ઊંચી વધતી જતી હતી અને તે હું લાલસાભરી દૃષ્ટિએ જોઇ રહી હતી. તમારા નોકરે મને ત્યાંથી ચાલ્યા જવાનું તો ન કહ્યું, પણ તેવાં મોટાં સુંદર પુસ્તકો હાથમાં લઈને જોવાનું મને મન થયું હતું તે ઇચ્છા પાર ન પડી. હું તેને અડકતાં ડરતી હતી અને નોકરે મને તે લઇને જોવાની પોતાની મેળે રજા ન આપી, એટલે હું જરા છેટે ઊભી ઊભી, ડરતી ડરતી, પુસ્તકોનાં સોનેરી–રૂપેરી નામો જ વાંચતી હતી. અને તે પણ ગુજરાતી અને બાળબોધ અક્ષરે લખાયલાં જ હું વાંચી શકતી હતી, મોટાં અંગ્રેજી પુસ્તકો તો માત્ર મારી દૃષ્ટિને દેખાવની ભવ્યતાથી ભરી દેતાં હતાં. ત્યાં ઊભાં ઊભાં કલાકો સુધી એ પુસ્તકો જોતાંય હું થાકી ન હોત, પરંતુ મારી બાએ બૂમ મારીને બોલાવી એટલે મારે ત્યાંથી જતા રહેવું પડયું.

તે આખો દિવસ મને તમારા સંબંધી જ વિચારો આવ્યા કર્યા, જોકે મેં તમને જોયા નહોતા. મારી પાસે દસ-બાર નાની અભ્યાસની ચોપડીઓ હતી, કાચાં–કાગળનાં પૂઠાંમાં બાંધેલી. બે–ચાર બીજી વાર્તાની ચોપડીઓ હતી, તે તો મેં અનેક વાર વાંચી કાઢી હતી. હવે મને આશ્ચર્ય થવા લાગ્યું હતું કે જે માણસ પાસે આટલાં બધાં પુસ્તકો હશે તે માણસ કેવો હશે! તેણે એ બધાં પુસ્તકો વાંચ્યાં હશે, તે વિદ્વાન હશે અને પૈસાદાર પણ હશે, એવા ખ્યાલોમાં હું ડૂબડૂબા રહેતી હતી. આટલાં બધાં પુસ્તકોના

ખ્યાલથી જ મારામાં તમારી પ્રત્યે એક પ્રકારની અપાર્થિવ માન-વૃત્તિ જન્મી હતી. તમે એક પ્રૌઢ અને વૃદ્ધ વયના પુરુષ હશો, તમે ચશ્મા પહેરતા હશો, અમારા ડેપ્યુટી સાહેબના જેવી સફેદ-સફેદ મૂછોથી તમે ભવ્ય દેખાતા હશો, માયાળુ હશો, નમ્ર હશો, એવું એવું તમારું કાલ્પનિક ચિત્ર હું મારા મનમાં દોર્યાં કરતી હતી. તમે દેખાવે સુંદર હશો એવું મને શા કારણથી લાગતું હશે, તેની મને સમજ પડતી નથી, કારણકે હું તમને પ્રૌઢ કે વૃદ્ધ વયના જ કલ્પી શકતી. અને તે રાત્રે પહેલી જ વાર તમે મને એવા રૂપે સ્વપ્નમાં પણ દેખાયા.

---

## ૩

# "બસ! એ સહૃદય, સુકોમળ, મધુરા દૃષ્ટિપાતની ક્ષણથી જ હું તમારી થઈ ગઈ!"

**બીજે** દિવસે તમે બંગલામાં રહેવા આવ્યા; પરન્તુ જોકે હું ધ્યાનથી જોઇ રહી હતી, તોપણ તમારો ચહેરો બરાબર મારા જોવામાં આવી શક્યો નહિ; અને તેથી મારી કુતૂહલવૃત્તિ વિશેષ જાગ્રત થઇ.

છેવટે ત્રીજે દિવસે મેં તમને જોયા. મેં મારી બાલિશ કલ્પનાથી તમને જેવા ઘડ્યા હતા તેવા તમે વૃદ્ધ કે પ્રૌઢ નહોતા, ચશ્માધારી ડેપ્યુટી સાહેબ જેવા નહોતા, પણ તેથી તદ્દન જુદા જ હતા; અને તેથી તો હું સ્તબ્ધ જ થઇ ગઇ. તમે જેવા અત્યારે દેખાઓ છો તેવા જ લગભગ તે વખતે પણ મને દેખાયા હતા. કેટલાક માણસોના ઘાટ અને શરીર એવાં હોય છે કે વીતતાં જતાં વર્ષો તેમના ઉપર બહુ નિશાનીઓ મૂકી જતાં નથી, અને તેવામાંના તમે એક છો. તમે સુંદર કોટ–ધોતિયું પહેર્યાં હતાં અને માથે કાશ્મીરી ટોપી પહેરી હતી. વરંડાનાં છ પગથિયાં તમે છોકરાની ઢબે બે ડગલે જ ચડી ગયા હતા. તમારી ચાલવાની ગતિમાં મેં એક છોકરાનું રમતિયાળ-પણું ઘણીય વાર જોયું છે, આંખોથી માણ્યું છે. તમારું તેજસ્વી

અને ઉત્સાહભર્યું વદન મેં જોયું અને મને ખૂબ જ આશ્ચર્ય થયું. ઘાટીલી, પાતળી અને મારી કલ્પનામાં પણ નહિ આવેલી એવી તમારી દેહાકૃતિ મારા મન ઉપર જાણે એક પ્રકારનો આઘાત કરી રહી હતી. એ પહેલી જ ક્ષણે હું બરાબર જોઇ શકી હતી કે તમને જોઈને હું અને બીજાઓ પણ આશ્ચર્યચકિત થયાં હતાં, એ પણ શું નવાઈની વાત નથી? મને એમ લાગતું હતું કે જાણે તમારો એક દેહ બે માનવીઓને ગૂંથી લઇને બનાવ્યો હોય!

તમે એક હળવા દિલના જુવાન હતા, રમતિયાળ સ્વભાવના અને સાહસના શોખીન હતા; બીજી બાજુએ તમે જ્ઞાનવૃદ્ધ, કલાચતુર, સંસ્કારી અને જવાબદારીના પૂરા ભાનવાળા ગંભીર પુરુષ હતા. હું તે વખતે પૂરી સમજ વિના પણ જોઇ શકતી કે તમને મળવા જેઓ આવતાં તેઓ પણ તમારા જીવનનાં એ બેઉ પાસાં જોતા જ આવતાં. તમારા જીવનનું એક પાસું સૌમાં જાણીતું, જનતા સમીપે રજુ થએલી ખુલ્લી કિતાબ સમું હતું; બીજું પાસું જનતાની જાણ બહાર હતું. તમે પોતે જ તેથી માહિતગાર હતા. હું બાર વર્ષની છોકરી હતી, પરન્તુ તમારા આકર્ષણની અસર હેઠળ આવતાં હું તમારા જીવનનું આ રહસ્ય જાણી શકી. પહેલા જ દૃષ્ટિપાતે તમારા જીવનનાં રહસ્યમય બેઉ પાસાંથી હું પરિચિત થઇ ગઇ.

મારા જેવી બાલિકાની દૃષ્ટિને તમે કેવા અદ્ભુત અને ચમકદાર પુરુષ દેખાયા હશો તે હવે તમારા સમજવામાં આવે છે? એક બાજુએ મેં એવા એક પુરુષનું દર્શન કર્યું હતું કે જેની ગ્રંથકાર તરીકેની કીર્તિ પ્રત્યે અનેક માનવીઓ માનવૃત્તિ દાખવતાં, જેની કીર્તિ સુવિખ્યાત હતી; બીજી બાજુએ એકાએક માત્ર તેવીસ વર્ષનો એક ઉલ્લાસભર્યો અને રંગીલો જવાન મારાં અંતશ્ચક્ષુઓને પરિચિત થયો હતો! હવે કહેવાની જરૂર નથી કે ત્યારપછી મારી નાનકડી પરિચયસૃષ્ટિમાં તમે જ એક રસના વિષયરૂપ બની ગયા

હતા. બાર વરસની છોકરીનું શ્રદ્ધાશીલ જીવન તમારી જ આસપાસ પરિભ્રમણ કરી રહ્યું હતું. હું તમને જોઇ રહેતી, તમારી રીતભાત નિહાળતી અને તમને મળવા આવનારાંઓનું પણ નિરીક્ષણ કરતી. એ બધાંથી તમારા વ્યક્તિત્વમાં રેડાયલો મારો રસ ઘટવાને બદલે વધતો જતો હતો, કારણકે તમારા સ્વભાવની વિવિધતાથી તમારા મિત્રો, પરિચયીઓ અને તમને મળવા આવનારાંઓમાં પણ ખૂબ વિવિધતા જામી હતી. તેઓમાં કેટલાક જુવાનો હતા, કેટલાક કુમાર વિદ્યાર્થીઓ હતા, તેમની સાથે તમે ખુશ-ખુશાલ હસીને વાતો કરતા અને ત્યારે તમારા સ્વભાવના રમતિયાળપણાનું હું પ્રફુલ્લ દર્શન કરતી હતી. કેટલીક જુવાન છોકરીઓ અને કોલેજની વિદ્યાર્થિનીઓ પણ તમને મળવા આવતી અને કોઈ કોઇ તો મોટરમાં બેસીને આવતી. એક વાર તો એક સિનેમાનટી અને ફીલ્મ કંપનીનો ડિરેક્ટર તમને મળવા આવેલાં. શાળાઓનાં સ્નેહસંમેલનોમાં તારિકાઓ લેખાય તેવી સુંદર છોકરીઓ પણ શરમાતી–સંકોચાતી તમારી સાથે વાતો કરવા આવતી. ટૂંકામાં કહું તો તમારું મિત્રમંડળ સ્ત્રીવર્ગમાં અને પુરુષવર્ગમાં કેટલું બહોળું અને વૈવિધ્યવાળું હશે તેની કલ્પના કરતાં હું ચકિત થતી. તે વખતે હું મુગ્ધા કન્યા હતી, અને એ વયે મને જરાએ ખબર ન પડી કે જે આતુરતા અને કુતૂહલથી તમને અને તમારાં કાર્યોને હું નિહાળી રહેતી તેમાં પ્રેમનું છૂપું બીજ દટાયલું હતું.

પરન્તુ જે દિવસે અને જે ક્ષણે મેં તમને પૂરા ભાવપૂર્વક મારું સમગ્ર હૃદય અર્પણ કર્યું તે દિવસ અને ક્ષણ મને અત્યારે બરાબર યાદ છે.

એક વાર સાંજે હું મારી નિશાળની એક બહેનપણી સાથે વાતો કરતી કમ્પાઉન્ડના દરવાજા પાસે ઊભી હતી. દરવાજો બંધ હતો. એટલામાં એક મોટર આવીને ઊભી. ધડાક બારણું ઉઘાડી તમે

તેમાંથી ઝડપથી બહાર કૂદી પડ્યા. તમારી ઊછળતી ચાલ અને ઉલ્લાસભર્યાં ડગલાંએ મને ઘણી વાર મુગ્ધ કરી છે, પરન્તુ તે વખતે તમે જે છટાથી મોટરમાંથી બહાર કૂદકો માર્યો તેની ચારુતા તો કોઈને પણ મનોમુગ્ધકર લાગ્યા વિના ન રહે. તમારે અંદર જવું હતું અને દરવાજો બંધ હતો, એટલે તમે દરવાજા પાસે પહોંચો તે પહેલાં બે ડગલાં ચાલીને મેં અંદર એનું ઊઘડતું દ્વાર ખોલ્યું. તે જરાક ઊઘડ્યું ત્યાં તો તમે ઝડપથી પેઠા, અને જાણે મારા શરીર સાથે અથડાયા—ના, ના, સહેજ ઘસાયા. તે વખતે તમે મારા મ્હોં સામે જોયું. એ દૃષ્ટિપાતમાં જાણે સહૃદયતા, સુંદરતા, સુકોમળતા, આભારવશતાનો ભંડાર ભર્યો હતો. તમે મારી સામે દૃષ્ટિપાત કરતાં સહજ સ્મિત કર્યું, મધુર સ્મિત કર્યું અને નમ્રતાથી,—ના, સહૃદયતાથી કહ્યું: "આભાર માનું છું, હોં!" અને તમે તમારી નિત્યની ઊછળતી ચાલે હસતા હસતા પસાર થઈ ગયા.

બસ! એ સહૃદય, સુકોમળ, મધુરા દૃષ્ટિપાતની ક્ષણથી જ હું તમારી થઇ ગઇ.

પછી બહુ દિવસો ગયા પહેલાં મારા સમજવામાં આવ્યું કે જે જે સ્ત્રીઓનો તમને પરિચય થતો અને જેઓ તમને મળવા આવતી, તે બધી ય સ્ત્રીઓ તરફ એવી જ સુકોમળ દૃષ્ટિ રાખવાની તમારી એક સામાન્ય રીત જ હતી. એ દૃષ્ટિપાતમાં ક્ષણભર અપૂર્વ મમતા વસી રહેતી, અને બીજી ક્ષણે અદૃશ્ય પણ થઇ જતી,—જાણે મોહિનીનાં જ તેજસ્વી કિરણો. સ્વાભાવિક રીતે સંકલ્પ વિના પણ તમે અનેક પરિચયી યુવતીઓ અને કોલેજની વિદ્યાર્થિનીઓ તરફ એવો જ દૃષ્ટિપાત કરતા. એનો અર્થ એવો નથી કે એવી યુવતીઓ તરફ મોહિનીની ભુરકી ફેંકીને તમે બધીને તમારા પાશમાં બાંધવા ઇચ્છતા, પરન્તુ સ્ત્રીજાતિ તરફની તમારી વૃત્તિ જ એવી કોમળતાથી ભરેલી હતી કે તમારી આંખો જ્યારે જ્યારે સ્ત્રીઓ પર દૃષ્ટિપાત

કરતી ત્યારે ત્યારે તેમાં મમતા અને સહૃદયતા સતત દ્રવવા લાગી જતી. તે વખતે મારામાં એવી પૂરેપૂરી સમજણ નહોતી ઊગી. મને તો એમ લાગ્યું હતું કે તમારી એ મમતા–સુકોમળ લાગણી મારી પ્રત્યે જ છે–હું એકલી પ્રત્યે જ જન્મી છે. અને એ ક્ષણે જ–એ પ્રસંગે જ મારામાં–એક મુગ્ધ કન્યકામાં નારીત્વ જાગ્રત થયું; એ નારીત્વ ભવિષ્યમાં હમેશને માટે તમારું જ થઇ રહેવા સર્જાયલું હતું.

તે વખતે મારી બહેનપણીએ મને પૂછ્યું: “ એ કોણ છે ? ”

હું તત્ક્ષણ જવાબ ન આપી શકી. તમારું નામ ઉચ્ચારતાં જાણે મને સંકોચ થતો હતો. એ નામ મારા હૃદયની પવિત્ર થાપણ જેવું હતું અને વળી મારા દિલના ગૂઢ રહસ્યરૂપ પણ બન્યું હતું. મેં ઉડાઉ જવાબ આપ્યો: “ હા, એ તો આ બંગલામાં કોઇક રહેવા આવ્યું છે ને, તે છે. ”

“ તો એણે તારી તરફ જોયું ત્યારે તું એકદમ લજાઇ કેમ ? ” તેણે મને પૂછ્યું. મારાથી એકાદ બે વર્ષે તે મોટી હતી, તેથી જ તેને મારા વદનભાવની પરીક્ષા કરતાં આવડ્યું હશે.

પરંતુ પોતાની ચોરી પકડાઈ જાય એ કયા ચોરને ગમે છે ? એટલે હું ગુસ્સે થઈ ગઇ અને બોલી: “ બહુ ડાહ્યલી થયા વિના તારે ઘેર જા ! ”

મને ગુસ્સે થયેલી જોઇને તે હસી અને મૂગીમૂગી ચાલી ગઈ. પરંતુ મારે શરીરે તો તે વખતે પરસેવો વળી ગયો અને હું ગુપચુપ ઘરમાં પેસી ગઇ.

---

૪

## તરુણીની પ્રેમ–ઉષ્માની તુલનામાં મુગ્ધા કન્યાની પ્રેમ–નિર્મળતા કેવી મૂલ્યવતી હોય છે!

**જ્યારથી** હું તમને ચાહતી આવી છું. હું સારી પેઠે જાણું છું કે તમારી પ્રત્યેના પોતાના પ્રેમની સીધી અને આડી વાતો તમે ઘણીએ તરુણીઓને મુખેથી સાંભળી છે. પરન્તુ મને ખાત્રી છે કે જે પ્રેમથી મેં તમને ચાહ્યા છે તે પ્રેમથી તમને કોઈ સ્ત્રીએ ચાહ્યા નહિ જ હોય. દીવામાં ભસ્મ થવા જતા પતંગિયાનો આંધળો પ્રેમ કહો, વફાદાર કૂતરાની માલીક પ્રત્યેની તાબેદારી કહો, સૂર્યને જોઇને જ વિકસતા અને સૂર્યાસ્તે મુખ બીડી દેતા કમળની દિલોજાની કહો, ચાહે તે કહો, હું તેને સંપૂર્ણ સ્વાર્પણ કહું છું. એ સ્વાર્પણ હું જીવનભર કરતી રહી છું અને આ પત્ર લખવાને ક્ષણે પણ મારી સ્વાર્પણવૃત્તિમાં રજ પણ ઘટાડો થયો નથી. બાળકના દિલમાંનો પ્રેમ કાંઈ પ્રકટ રીતે દેખાતો નથી, પણ એ અણદેખાતા પ્રેમની તુલનામાં બીજો કોઈ પ્રેમ ટકી શકતો નથી. એ પ્રેમમાં કોઇ પ્રકારની આશાની ઝંખના નથી હોતી, તેને કશો બદલો જોઇતો હોતો નથી, તે તો માત્ર અર્પણદ્વારા જ આનંદરૂપ બનેલો હોય છે. એમાં ઉષ્મા હોય છે, અધીરાઇ નહિ. મુગ્ધાનો પ્રેમ પૂર્ણ વિકસેલી તરુણીના

પ્રેમથી નિરાળો હોય છે. તમે પરણીને બે વર્ષ સંસાર ચલાવી વિધુર થયા હતા, અને ફરીથી પરણવાના હતા કે નહિ તેની મને ખબર નહોતી; પરન્તુ એટલા સંસારના અનુભવથી, દુનિયાના અવલોકનથી અને વિશાળ જ્ઞાનસંગ્રહથી તમને એટલું તો સમજાયું હશે કે તરુણીની પ્રેમની ઝંખના કાંઇ પણ સામો બદલો મેળવવાની અપેક્ષા રાખતી હોય છે–ભલે પછી એ એના ખ્યાલની બહાર હોય. મુગ્ધાનો પ્રેમ એથી કાંઇક જુદી જ વસ્તુ છે. એકલાં રમતાં બાળકો જ એવા પ્રેમની ઉષ્મા માણી રહ્યાં હોય છે–તરુણો નહિ. તરુણ-તરુણી પ્રેમોર્મિની ઉષ્માને સહવાસ અને સહચારમાં વેડફે છે કે દિલના ભાવને ખુલ્લા કરતી એકાંત વાતોની પાછળ ગુમાવે છે. તેઓએ પ્રેમની ઘણી–ઘણી વાતો વાંચી હોય છે અને સાંભળી હોય છે. તેઓ જાણતાં હોય છે કે પ્રેમનો ઊભરો તો બધાય દિલમાં એક વાર આવે છે, કાંઇ સમય ટકે છે અને પછી વહી જાય છે. પ્રેમને તેઓ રમકડું માનીને તેની સાથે ખેલ ખેલે છે. પહેલી જ વાર સીગારેટ પીતા છોકરાને મન સીગારેટ જેમ એક કૌતુકની ચીજ હોય છે, તેવો જ તરુણોને મન પ્રેમ હોય છે. પરન્તુ મારા–એક મુગ્ધાના દિલની વાત જાણનાર કોઇ નહોતું–નહિ સખી કે નહિ સાહેલી. મને કોઈએ પ્રેમની વાતો શીખવી કે સંભળાવી નહોતી. મને કોઈએ કાંઇ શિખામણ, સમજુતી કે ચેતવણી આપી નહોતી. હું જેવી બીનઅનુભવી હતી તેવી જ શ્રદ્ધાશીલ હતી. એટલે હું મારા ભાગ્યને ભેટવાને જ ખરેખર ધસી ગઇ. જે ઊર્મિઓ મારામાં જાગવા લાગી, જે ભાવો મારામાં પ્રકટવા લાગ્યા, તે બધાના કેંદ્રરૂપ તમે જ હતા. તમારા સંબંધી વિચારોમાં જ મારા અવયવે અવયવના અણદીઠા સ્રોતો વહીને ઠલવાતા હતા.

મારા પિતા કેટલાક સમય પૂર્વે મૃત્યુ પામ્યા હતા. મારી માતા મૂંઝવણમાં દહાડા ગાળતી હતી. પહેલાં તો અમે ગામમાં રહેતાં, પણ મારા પિતાની માંદગીમાં ચોખ્ખી હવા માટે અમે ગામ

બહાર જે ઓરડીમાં રહેવા આવ્યાં હતાં, તે જ ઓરડીમાં અમે તે વખતે રહેતાં હતાં. મારા પિતા ત્યાં જ મૃત્યુ પામ્યા હતા. પિતાના મૃત્યુ પછી અમે વતનને ગામડે જઈને શું કરીએ? ત્યાં ભૂખે જ મરીએ, એટલે અહીં રહીને માતા થોડું શીવણકામ કરતી અને મને ભણાવતી; તોપણ મારા પિતાના વીમાના આવેલા રૂપિયામાંથી દર મહીને પાંચ–સાત રૂપિયા ઓછા થતા જતા હતા, તેથી માતા હમેશાં ચિંતાતુર જ રહેતી હતી. પોતાની ચિંતામાં જ દટાઈ રહેલી માતાનું મારા પર પૂરું લક્ષ પણ ક્યાંથી હોય? તેની વાતચીત પણ મારી સાથે જરૂરપૂરતી જ હોય. મારી સહાધ્યાયિનીઓ અને બહેનપણીઓ મારા સ્વભાવને અનુકૂળ આવે તેવી નહોતી. વેશ ને આભૂષણવડે આકર્ષક બનવાની તેમની તાલાવેલી મને આશ્ચર્ય ઉપજાવતી. જાણે કે તેઓ મોહાસ્ત્રો સજીને શિકાર પાડવા નીકળી પડી હોય તેવી સજાવટ કરીને નિશાળે આવતી! તેમની વાતો પણ મને ગમતી નહિ. હું જેને અંતરની પવિત્ર ઉષ્મા માનતી તેને તેઓ શારીરિક યૌવનના નજીક આવતા પદઘોષ કહેતી. આવા વાતાવરણને કારણે બન્યું એમ કે બીજી છોકરીઓના મનોભાવો અને કલ્પનાઓ આમતેમ વેરાયલાં હોય છે ત્યારે મારી ઊર્મિઓ અને રસ બધાં તમારામાં જ કેંદ્રિત બની ગયાં. તમે મારી જીવનગ્રહમાળાના સૂર્ય બન્યા. પછી તો જે વિચાર કે વસ્તુનો તમારી સાથે સંબંધ ન હોય તેવું કશું મારે માટે રહ્યું જ નહિ. તમારા વિનાનું સર્વ કાંઈ મારે માટે અર્થરહિત હતું. તમે મારી દૃષ્ટિ સમીપે આવતાં જ મારી દૃષ્ટિ-ક્ષિતિજમાંની બધી વસ્તુઓ જ જાણે બદલાઈ ગઇ. ત્યારસુધી અભ્યાસમાં હું બેદરકાર હતી અને સાધારણ કોટિની વિદ્યાર્થિની હતી, પરંતુ ત્યારપછી હું વર્ગમાં પહેલી–બીજી રહેવા લાગી. મેં ઉપરાઉપરી ચોપડીઓ વાંચવા માંડી. મોડી રાત સુધી હું વાંચ્યા જ કરતી, કારણકે હું જાણતી હતી કે તમને પુસ્તકો બહુ પ્રિય હતાં. મારાં કપડાં હું પોતે ધોવા લાગી અને ફાટેલાં કપડાં હાથે સાંધીને

ઠીકઠાક કરવા લાગી, કે જેથી તમારી દૃષ્ટિએ હું સ્વચ્છ અને સંસ્કારી દેખાઉં. મારી સાડીને એક છેડે એક થીંગડું માતાની એક જુની સાડીમાંથી ફાડીને ચોડેલું હતું તે વરવું લાગતું હતું, તે તમારી નજરે પડશે તો તમે તિરસ્કારથી હસશો એમ મારા મનમાં થયા કરતું હતું, તેથી જ્યારે તે પહેરીને હું ઘેરથી નીકળતી ત્યારે છેડો એવી રીતે દબાવીને ચાલતી કે તે થીંગડું તમારી નજરે પડે નહિ. રખેને તમે એ જોઈ જાઓ, એવો ભય મારા મનમાં રહ્યા કરતો; પણ હું ખરેખર મૂર્ખી જ હતી; તમે ત્યારપછી ભાગ્યે જ કોઈ વાર મારી ઉપર નજર પણ કરી હશે.

તોપણ મારા દિવસો તો તમને નિહાળી રહેવામાં જતા અને મારી દૃષ્ટિ તમારી પાછળ પાછળ રઝળ્યા કરતી. અમારા અંદરના ખંડમાં કરા ઉપર એક બાંકોરું હતું. કડિયાઓએ પાલખ બાંધવા રાખ્યું હશે અને પછી પુરાવું રહી ગયું હશે. તે બાંકોરામાંથી તમારા બેઠકના ખંડની બારી દ્વારા અંદરનું દૃશ્ય જોઇ શકાતું હતું. તમે હસશો નહિ, પ્રિયતમ ! એ બાંકોરા આગળ કલાકો સુધી બેસી રહીને તમને નિરખી રહેવાની વાત કહેતાં હું અત્યારે પણ શરમાતી નથી. એ બાંકોરાવાટે વારંવાર જોયા કરવાથી મારી બાને વહેમ પડશે એવો મને ભય રહ્યા કરતો; તોપણ દિવસ અને રાત મળીને કાંઈ નહિ તો પચાસેક વાર એ બાંકોરા પાસે ઊભી રહીને હું નજર ફેંકતી. બા બહાર હોય અને હું હાથમાં ચોપડી લઇને ત્યાં બેઠી કે ઊભી હોઉં, એક દૃષ્ટિપાત ચોપડીમાં કરીને બીજો દૃષ્ટિપાત બાંકોરાદ્વારા કરતી હોઉં, ત્યારે તમારી નિકટતા મારા શરીરમાં ઝણેણાટી ઉત્પન્ન કરતી—જાણે દિલરુબાનો ખેંચાયેલો તાર ઝણેણી રહ્યો હોય. હું હમેશાં તમારી નિકટતા અનુભવતી અને તે વખતે એ ખેંચાયલા તારના જેવી તંગ રહ્યા કરતી. પણ તમને તેની કશી ખબર નહોતી. તમારા કાંડા પરની ઘડિયાળની કમાનનું ગૂંચળું

ખેંચાઈને તંગ રહે છે, તમારે માટે કલાક ને મિનિટની નોંધ રાખે છે, તમારે ડગલે ને પગલે સાથે રહે છે અને અશ્રાવ્ય ટક-ટકાટ કર્યા જ કરે છે: તેની એ સતત સેવાના બદલામાં લાખમાંની એકાદ પળ જેટલો તમારી ઉત્સુક દૃષ્ટિનો નિપાત તેને મળે છે, પરંતુ એવો તમારો દૃષ્ટિપાત મારી હરપળે તંગ એવી માનસકમાનને મળવા પામતો નહિ.

તમારા સંબંધે હું ઘણું ઘણું જાણી શકી હતી. તમારો નિત્યનો કાર્યક્રમ હું જાણતી, તમારી ટેવો હું જાણતી, તમારા ખમીસ-કોટ-ધોતિયાની કિનાર સુદ્ધાંને હું ઓળખતી. તમારા કબાટમાં કયા કયા રંગના કેટલા કોટ હતા તેની સંખ્યા મારા ખ્યાલમાં આવી ગઈ હતી. થોડા વખતમાં તમને વારંવાર મળવા આવનારાંઓને પણ હું ઓળખતી થઈ ગઇ હતી અને તેમાં કોણ સારાં માણસ અને કોણ ખોટાં માણસ, કોણ મને ગમે અને કોણ ન ગમે, એવો અભિપ્રાય પણ બાંધવા લાગી ગઈ હતી.

મારા બારમાથી પંદરમા વર્ષ સુધીના જીવનની ક્ષણેક્ષણ મેં તમને એવી રીતે સમર્પણ કરી હતી. એ સમય દરમ્યાન મેં કેવી કેવી બાલિશ અને મૂર્ખતાભરી ચેષ્ટાઓ કરી હતી તે તમને કહું ? તમારા પર આવતાં ચોપાનિયાંનાં પરબીડાં તમે ફાડીને બહાર ફેંકી દેતા; હું કોઈની નજરે પડ્યા વિના છાનીમાની તે લઇને મારા દફ-તરમાં મૂકી દેતી, અને એકાંત મળતી ત્યારે તેને ચુંબન લેતી, કારણકે એ પરબીડાંને તમારા હાથનો સ્પર્શ થયો હતો, એટલું જ નહિ પણ તેના ઉપર તમારું નામ લખેલું હોતું. એક વાર તમે સંતરું ફોલીને તેની છાલ બારીવાટે બહાર ફેંકી દીધી, એ મેં બાંકોરામાંથી જોયું. રાત્રે હું ગુપચુપ એ છાલ લઇ આવી. તમારે હાથે ફોલાયલી એ છાલનો સ્પર્શ અને તેમાંની સુગંધ મારે માટે મૂલ્યવાન હતાં, એટલે તે સુકાઇને કોચલું વળી ગઇ, ત્યાંસુધી મેં તેને મારી કપડાંની

પેટીમાં એક ખૂણે જાળવી રાખી હતી. રાત્રે સૂતાં પહેલાં કેટલીએ વાર હું બાંકોરાવાટે જોઇને કે બારણા બહાર નીકળીને જોતી કે બંગલાના કયા ખંડમાં બત્તી બળે છે. બત્તી બળતી હું જોતી અને તમારી અણદીઠી નિકટતાનું મને ભાન થતું.

કોઇ કોઇ વાર તમે બહારગામ જતા. તમારા નોકરને તમારી બેગ અને બિસ્તર બહાર લાવીને ગાડીમાં મૂકતો હું જોતી, ત્યારે મારું હૃદય જાણે ધબકતું બંધ થતું હોય એમ મને લાગતું. તમારી ગેરહાજરીમાં મને સૂનું સૂનું લાગતું, જીવન અર્થરહિત લાગતું, ગોઠતું નહિ, એટલે મારો સ્વભાવ પણ બદલાઇ જતો. વાંચવામાં કે ઘરકામ કરવામાં મારું ચિત્ત પરોવાતું નહિ અને હું આળસુની પેઠે રઝળ્યા કરતી. મારી આ નિરાશા અને ગમગીની મારા પડી ગએલા વદન પરથી કે ભીંજાયલી આંખો પરથી મારી બાના કળવામાં ન આવી જાય તે માટે મારે ખબરદાર રહેવું પડતું.

હું જાણું છું કે આ બધી એક છોકરીની વિલક્ષણ અને છોકરવાદીવાળી વાતો અને ચેષ્ટાઓ છે. મને તેથી શરમ ઊપજવી જોઇએ, પણ વસ્તુતઃ હું શરમાતી નથી, કારણકે તે સમયે મારા પ્રેમ અને ઊર્મિમાં જેટલી નિર્મળતા હતી તેટલી બીજા કોઇ સમયે નહોતી. હું તમારી નજીક કેવી રીતે રહ્યા કરતી હતી તેની વાતો હું તમને–તમે કહો તો–દિવસો સુધી વિસ્તારથી કહી સંભળાવું, જોકે તમે મને ભાગ્યે જ નજરે જોઈને ઓળખી શક્યા છો. કોઈ વાર તમે બહાર જતા હો અને હું નિશાળેથી ઘેર આવતી હોઉં ત્યારે જો માર્ગમાં તમે મળી જતા તો હું તમારા દૃષ્ટિપથમાંથી છટકી શકતી નહિ, વદનને નીચું ઢાળીને ઝડપભેર ડગલાં ભરતી પસાર થઇ જતી, તમારા તેજસ્વી દૃષ્ટિપાતથી દાઝતી હોઉં એમ ભય પામતી, અને કાંઇક દૂર ગયા પછી પાછું વાળીને તમારી તરફ જોતી,

ત્યારે મારો એ ભય વિરમતો અને વધારામાં શાતા વળતી. આથી તમે મને ઓળખી શક્યા ન હો એ બનવાજોગ છે.

એ સમયની બીજી વાતો જો હું વિસ્તારથી કહેવા બેસું તો તે માટે દિવસો જોઇએ. મારા જીવનની દિવસવાર–કલાકવાર ડાયરી હું તમારી સમક્ષ સ્મરણમાંથી કલમદ્વારા ખડી કરી શકું તેમ છું, પણ એવા લંબાણથી હું તમને કંટાળો આપવા ઇચ્છતી નથી. હું માત્ર એટલું જ કહીશ કે એ સમય–મારા અજ્ઞાતયૌવનનો–મારી મુગ્ધાદશાનો સમય સુંદરમાં સુંદર અનુભવોના–ઊર્મિઓના ભંડારરૂપ બની ગયો હતો. તમને એ તુચ્છ લાગશે, પણ મારા જીવનની તો એ અનેરી લ્હાણ હતી.

---

૫

# વિયોગ પૂર્વેની છેલ્લી રાત

એ રવિવારનો દિવસ હતો. તમે ક્યાંક બહાર ગયા હતા. તમારો નોકર બંગલામાં સાફસુફી કરતો હતો. જાજમો, રજાઇઓ, બનૂસ એવું બધું બારીની બહાર રાખી તેમાંથી તે રજ ઝાટકતો હતો. એમ ઝાટકતાં એક વજનદાર જાજમ તેના હાથમાંથી છૂટીને નીચે પડી. હું બારણામાં ઊભી ઊભી જોતી હતી, તે હસી પડી. મારા હસવા તરફ નોકરની દૃષ્ટિ ખેંચાઇ એટલે તે પણ હસ્યો અને બોલ્યો: "બહુ વજનદાર છે. જ્યારે હું તે જાજમ ખંખેરું છું, ત્યારે મને દમ ચડ્યા વિના રહેતો નથી."

"તો તમે હવે તકલીફ ન લેશો, હું જાજમ લાવી આપું છું." એમ કહી હું ઉત્સાહથી દોડી અને જાજમને જેમતેમ વાળીને અંદર લઈ ગઈ.

મેં એટલું કામ કેમ સ્વેચ્છાથી કર્યું તે તમે જાણો છો? તમારાં પગલાંથી પવિત્ર થએલા એ બંગલાના ખંડોનું દર્શન કરવાને હું બહુ ઉત્સુક હતી, પણ અંદર પેસવાનું કોઇ બહાનું મળતું નહોતું. તે આ રીતે મળી ગયું હતું. અને તમારા નિવાસસ્થાનમાં પગ મૂકતાં, તમારી દુનિયાનું દર્શન કરતાં, તમારું લખવાનું મેજ, તમારી આરામ

ખુરશી, તમારો પલંગ, કબાટોમાં ગોઠવેલાં તમારાં પુસ્તકો, દિવાલો પર લટકાવેલાં ચિત્રો, એક નકસીદાર ગોળ મેજ ઉપર મૂકેલું મીનાકારી પુષ્પતબક (ફ્લાવર વાઝ), અને એવું બધું નિરખતાં જે ભક્તિ, માન અને પ્રભાવ મારા મન પર પથરાયાં તેનો ખ્યાલ હું તમને કયા શબ્દો વડે આપું? માત્ર એક જ દૃષ્ટિપાતથી તે બધાની છાપ મેં મારી આંખોમાં છાનીમાની છાપી લીધી. જો મેં નોકરને કહ્યું હોત તો તે મને બીજા ખંડોમાંની વસ્તુઓ ખુશીથી જોવા દેત, પરન્તુ માત્ર આટલી વસ્તુઓનું જ દર્શન તમારી સૃષ્ટિના વાતાવરણનું પાન કરવા માટે મને પૂરતું લાગ્યું. જાગતાં અને ઊંઘતાં હું તમારા સંબંધી જે સ્વપ્નોમાં રમ્યાં કરતી હતી એ સ્વપ્નોને આટલા નવા દર્શનથી પણ પુષ્કળ ખોરાક મળી ગયો હતો.

માત્ર એક જ મિનિટ હું ત્યાં થોભી હોઇશ, પરન્તુ એ મિનિટ મારા મુગ્ધાકાળની સુખીમાં સુખી મિનિટ હતી એમ હું કહી શકું. આ મેં તમને એટલા માટે કહ્યું કે તમે મને ઓળખતા નથી, તો-પણ છેવટે તમે સમજવા લાગો કે મારું જીવન તમારા આધાર પર કેવી રીતે લટકી રહ્યું હતું.

એ સુખી ક્ષણની વાત મેં કહી અને હવે ત્યારપછી તુરત જ આવેલા દુઃખી કલાકોની વાત હું તમને કહું. હું તમને કહી ચૂકી છું કે તમારા વિષેના વિચારોએ મને બીજી બધી વસ્તુઓ પ્રતિ આંધળીભીંત બનાવી મૂકી હતી. મારા એક મામા રંગુનમાં રહેતા હતા તે અહીં આવવાના હતા તેવો પત્ર થોડા દિવસ પર આવ્યો હતો અને મેં તે વાંચ્યો હતો, પણ તેમના આગમનમાં મને કાંઇ રસ નહોતો એટલે મેં તે વિષે બાને કશું પૂછ્યું નહોતું. તે આવ્યા, તેમણે મારા પિતાના મરણ માટે ખરખરો કર્યો અને બા સાથે ઘણી ઘણી વાતો કરી પણ તેમાં મારું જરાએ લક્ષ નહોતું. તે આવ્યાને અઠવાડિયું થયું પણ જવાનું નામ લેતા નહોતા એટલે

મને એક વિચાર આવ્યો. મામી છએક માસ પર ગુજરી ગયાં હતાં અને મામા એકલા પડ્યા હતા, કાંઇ બાળબચ્ચાં હતાં નહિ, એટલે હવે ઉત્તર વયમાં વિધવા નાની બહેનની પાસે રહેવાનો તેમનો વિચાર હશે એવી મેં મારા મનથી ગણત્રી કરી. મેં બાને એક વાર પૂછ્યું : " હવે મામા વડોદરે જવાના કે રંગુન ? "

બાએ જવાબ આપ્યો : " વડોદરે."

મામા વડોદરે જવાના છે, અહીં રહેવાના નથી, એ વાત સાંભળીને હું મનમાં પ્રસન્ન થઈ.

બીજે દિવસે બાએ કહ્યું : " હવે મામા અને આપણે સાથે રહીશું. તે એકલા અને આપણે પણ એકલાં, એટલે સાથે રહેવાથી બેઉને સારું."

એ વાત મને ન ગમી.

બાએ આગળ કહ્યું : " એટલે હવે આપણે બે-ચાર દિવસમાં મામાની સાથે વડોદરે જવાનું છે, તો તું તારું નિશાળનું સર્ટિફિકેટ લેતી આવજે."

એ સાંભળીને મારા પર જાણે વજ્રપાત થયો. મેં મ્હોં ચડાવીને કહ્યું : " વડોદરે મને નહિ ગોઠે, બા ! આપણે વડોદરે જઈએ તેને બદલે મામા અહીં આપણી સાથે ભલેને રહે."

" તું કાંઈ ગાંડી થઇ ? મામાનું ઘર વડોદરામાં છે અને અહીં આપણે ભાડાની ઓરડીમાં શીદ રહીએ ? હવે આપણું બધું ખર્ચ મામા ઉપાડશે અને મામાને પોતાના વતનમાં રહેવું ગમે કે બહારગામ ? "

" પણ અહીં મારી નિશાળની બહેનપણીઓમાં મને ગમે છે તેવું વડોદરામાં નહિ ગમે. "

" વડોદરામાં નવી બહેનપણીઓ નહિ થાય ? "

મારી દલીલો કેવી પોકળ હતી તે હું સમજતી હતી. તેવી

વધુ દલીલો કરવાથી બાને કદાચ વહેમ પડશે અને મારી આનાકાનીની પોકળતા ખુલ્લી પડશે એવો મને ભય લાગ્યો એટલે હું વધુ બોલી શકી નહિ, પણ તમારાથી દૂર જવાની ચિંતાનો કીડો તે ક્ષણે મારા મગજમાં પેઠો. તે મગજ કોતરીને ઊંડો ને ઊંડો ઊતરવા લાગ્યો.

મારી આંખોને ચોમેર અંધકાર દેખાવા લાગ્યો. મારો આનંદ વણસી ગયો અને ગમગીનીની કાલિમા વદન પર પ્રસરી ગઈ. પાછળથી મને ખબર પડી કે હું એક વાર બેભાન થઇ ગઈ હતી અને બાએ માની લીધું હતું કે આગલી રાત્રે મોડેસુધી વાંચવાના ઉજાગરાને લીધે મને તેમ થયું હતું !

ત્યારપછીના થોડા દિવસોમાં શું શું બન્યું તે હું કેવા શબ્દોમાં કહું ? "મારે અહીં જ ભણવું છે અને મને કોઇ કન્યાછાત્રાલયમાં મૂકવાની ગોઠવણ કર" એમ મેં બાને કહ્યું, તેનો જવાબ મેં એવો સાંભળ્યો કે "તું કોઇ લખેશરીની છોકરી નથી, સમજી ને ?" છેવટે મેં કહ્યું કે "વાર્ષિક પરીક્ષાને ત્રણ મહિના બાકી છે તેટલો વખત–ધોરણ પૂરું કરતાં સુધી અહીં રોકાઇએ તો શું ખોટું છે ?" બાએ કહ્યું : "અહીં પરીક્ષા આવશે તેમ ત્યાંએ આવશે. અભ્યાસમાં થોડો ફેરફાર હશે તો શિક્ષક રાખીને પૂરો કરાવી લઇશું."

મારું બંડ નિષ્ફળ ગયું. મારા હાથ હેઠા પડ્યા. વડીલો પાસે મારા જેવી છોકરીઓનું કશું ચાલતું નથી એવો આપણો સૌનો સર્જનજૂનો અનુભવ છે ને ?

હું મારા હૃદયનું રહસ્ય ખુલ્લું કરી શકું તેમ તો હતું જ નહિ. વડોદરા જવા સામેનો મારો વિરોધ અસાધારણ હઠીલાઈ સુધી ખેંચી જવાથી કદાચ હું પકડાઈ જઉં એવો મને ભય લાગતો હતો, એટલે હવે માથે આવેલું સંકટ વેઠી લેવાની શક્તિ જ મારે બતાવવી રહી.

એક વાર હું નિશાળેથી ઘેર આવી ત્યારે મેં જોયું કે અર્ધા ઉપરાંતનો અમારો સામાન પેક થઇને રેલ્વે સ્ટેશને પહોંચી ગયો હતો. બીજે દિવસે થોડા સિવાયનો બાકી રહેલો સામાન પોતાની સાથે લઈને મામા વડોદરે ઊપડી ગયા હતા. હજી હું મારું સર્ટીફિકેટ નિશાળમાંથી લાવી નહોતી એટલે ત્રીજે દિવસે બા પોતે નિશાળે આવીને સર્ટીફિકેટ લઇ ગઇ હતી. ઘેર આવતાં મેં સાંભળ્યું કે આવતી કાલનો દિવસ સારો હતો એટલે ઓરડી ખાલી કરીને મારે ને બાએ વડોદરા તરફ વિદાય થવાનું હતું.

ઓરડીના બેઉ ખંડ ખાલી ખાલી દેખાતા હતા. બે નાની પથારીઓ, એક કપડાંની પેટી અને એક ભતોડિયું–ટિફિન બારકેટ એટલાં જ વાનાં અમારે સાથે લઈ જવા માટે બાકી રાખવામાં આવ્યાં હતાં. ભતોડિયામાં પૂરીઓ અને દહીં હતાં તે ઉપર સાંજ કાઢવાની હતી. માત્ર એક જ રાત હવે અહીં ગાળવાની બાકી રહી હતી.

છેલ્લે દિવસે એકાએક મારા મને એવો નિશ્ચય કર્યો કે તમારી પાસે રહ્યા વિના હું કોઈ રીતે જીવી શકું તેમ નથી. તમે જ મારી દુનિયાના સૂર્ય હતા. તે વખતે હું શાનો વિચાર કરતી હતી, અથવા-તો એ હતાશાની ક્ષણોમાં વિચાર કરવાની શક્તિ જ મારામાં રહી હતી કે નહિ, તે કહેવું મુશ્કેલ છે.

કાલે જવાનું હતું એટલે જે થોડું લેણું–દેણું હોય તે ચૂકતું કરવું જોઈએ, તેટલા માટે સાંજે બા બહાર ગઈ. મેં પેલા બાંકોરામાંથી જોયું તો તમારા દિવાનખાનાની બારી બંધ જોઈ પણ તમારી પાસે જવાનો વિચાર મારા દિલમાં ક્ષણે ક્ષણે વધુ ને વધુ પ્રબળ થવા લાગ્યો. હું જાણે તમારા બંગલા તરફ મારી ઓરડીની ઉંડાણમાંથી આકર્ષાઇ રહી હોઉં, ચુંબકવત્ ખેંચાઈ રહી હોઉં, તેમ હું ડગલાં ભરતી ઓરડીના દ્વાર પર આવી. પગ ભયથી ધ્રૂજતા હતા પણ

અંતરમાં ઉભણુ આતુરતા ભરી હતી. મેં ઓરડીના દ્વારની બહાર પગ મૂકયો.

મારા મનમાં એમ હતું કે હું એકદમ તમારે પગે પડું અને યાચના કરું કે કૃપા કરીને મને તમે ચાકરડી તરીકે રાખો. ચૌદ વર્ષની છોકરીની એવી મોહમુગ્ધતા જોઇને તમે હસી પડશો એવો ભય તો મને હતો જ. પરન્તુ ભય, સંકોચ, લજ્જા, એ બધાંની ઉપરવટ થઈને હું જે પ્રબળ વૃત્તિથી તમારા નિવાસસ્થાનના દ્વાર તરફ ખેંચાઈ રહી હતી, તેનો જો તમે ઊંડો વિચાર કરશો તો તમે નહિ જ હસો એવી મને ખાત્રી છે. એક પછી એક ડગલાં ભરીને વરંડા સુધી હું કેવી રીતે પહોંચી શકી તેનો મને અત્યારે ખ્યાલ નથી. તમારા બંગલાનું મુખ્ય દ્વાર બંધ હતું અને તેને તાળું મારેલું હતું એ હું મારી ઓરડી પાસેથી જ કેમ ન જોઈ શકી તે મને સમજાતું નથી. હું વરંડા સુધી જઇને પાછી ફરી ત્યારે જ હું સંપૂર્ણ ભાનમાં આવી હતી.

તમે બહાર ગયા હતા અને નોકર પણ બહાર ગયો હતો, એટલે મકાન બંધ હતું. હું ઓરડીમાં પાછી ફરી, અને જાણે આટલાં ડગલાં ચાલવાથી ખૂબ થાકી ગઈ હોઉં એમ એક નાની શેતરંજી પર આડી પડી. આ થાક છતાં હું વડોદરે જવા નીકળું તે પહેલાં તમારું દર્શન કરવાની, તમારી સાથે વાત કરવાની તીવ્ર ઇચ્છા મારા દિલમાં સતત સળગ્યા કરતી હતી.

એ શું કામેચ્છાની તૃપ્તિ માટેનો તરફડાટ હતો? માનસ-શાસ્ત્રીઓ તેને કદાચ જાતીયતાનો આવિષ્કાર કહેશે, પણ હું કહું છું કે માત્ર તમારા સિવાય બીજા કશાનો મેં કદાપિ વિચાર જ કર્યો નહોતો અને કામેચ્છા એટલે શું તે વિષે હું તદ્દન અજાણ હતી. મને માત્ર એક વધુ વખત તમારું દર્શન કરવું હતું, તમારા બાહુને આલિંગીને તમારી સમક્ષ મારો મનોભાવ પ્રકટ કરવો હતો.

એ ભયંકર રાત્રે હું તમારી રાહ જોતી જાગરણ કરવા લાગી. મારી બા પથારીમાં પડીને ઊંઘતી હતી અને હું પણ પથારીમાં પડી હતી પણ ઊંઘવા ઇચ્છતી નહોતી. આગળના ખંડના દ્વાર ભણી મારા કાન લાગી રહ્યા હતા. દ્વાર બંધ હતાં પણ એ વાટે જ તમારા આગમનનો પગસંચાર હું સાંભળી શકું તેમ હતું. પોષ માસની રાત એટલે ઠંડીનું તો પૂછવું જ શું? માત્ર જરૂરજોગું પાગરણ જ રાખ્યું હતું એટલે ઓઢવાને માત્ર એક કામળી જ મારે માટે રહી હતી. એ કામળીની આરપાર ઠંડી મારા શરીરને ધ્રુજાવતી હતી, પણ એક રીતે એ ઠીક જ હતું. જો હૂંફ વળે એવું કાંઇ ઓઢવાનું મારી પાસે હોત તો હું ઊંઘી ગઈ હોત. અત્યારે ટાઢ મને જાગ્રત રાખતી હતી અને મને એ જ જોઇતું હતું. ઊંઘી ગઇ હોત તો તમારા આગમનની પ્રતીક્ષા હું કરી શકત નહિ.

હું વારંવાર પથારીમાંથી ઊઠીને ચોરપગલે બારણાં તરફ જતી અને કાન માંડીને સાંભળતી. જરાએ પગરવ સંભળાતો નહોતો. કોઇ વાર દૂરના રસ્તા પર પસાર થતી મોટરનો ઘરઘરાટ, કોઇ વાર કોઇની ઉતાવળી ખાંસી, તો કોઈ વાર દૂરના બંગલાના ચોકિયાતોના હોકારા માત્ર સંભળાતા હતા; પણ તમારાં ડગલાં હજી સંભળાતાં નહોતાં. હું ફરી ફરીને બારણે આવતી અને ફરી ફરીને પથારી તરફ પાછી ફરતી. દુર્ભાગી મનુષ્ય ભાગ્યદશાના પલટાની જેવી આતુરતાથી રાહ જુએ છે, તેવી જ તે સમયની મારી આતુરતા હતી.

છેવટે મેં કમ્પાઉન્ડનો લોખંડી દરવાજો ઊઘડતો સાંભળ્યો અને પછી પગરવ સાંભળ્યો. રાતના એ વાગ્યે ઠંડીનું પ્રમાણ વધારે જ હોય, પણ મને તો જાણે ઠંડી દૂર થઈ ગયેલી લાગી! મારા શરીરમાં ગરમી—હૂંફ એકદમ ધસી આવી હતી. મેં ધીરેથી બારણાની અંદરની સાંકળ ઉઘાડી. એકદમ દોડી આવીને તમારા પગમાં મારા દેહને ધરી દેવાની જ મને આકાંક્ષા હતી......મારી એ સમયની

આતુરતામાં મેં આવેશપૂર્વક શું શું કર્યું હોત, તે હું કહી શકતી નથી.

પગરવ નજીક આવ્યો. અંધકારમાં વિજળીની ટોર્ચ ચમકી. બારણું અર્ધું ઉઘાડીને મેં બહાર ડોકિયું કર્યું. એ પગરવ તમારો જ હતો ને?

હા, વહાલા! તમે જ આવ્યા હતા, પણ તમે એકલા નહોતા. કોઇની સાથે તમે ધીમી ધીમી વાતો કરતા અને ટોર્ચના પ્રકાશને જુદી જુદી દિશાઓમાં ખેલાવતા તમે આવતા હતા. સુંદર શાલ ઓઢીને આવતી એક સ્ત્રી પણ તે વખતે તમારી સાથે હતી...

એ રાતનો અવશેષ કાળ હું કેવી રીતે વિતાડી શકી તે હું કહી:શકતી નથી. સ્હવારના આઠ વાગ્યે તો બા ભાડાની ગાડી લઇ આવી. મને પણ સામાનની સાથે બાએ ગાડીમાં ખડકી અને પછી અમે સ્ટેશન તરફ ચાલ્યાં.

---

૬

# "દિલમાં હિજરાયા કરવુ એજ જાણે મારો આનંદ હતો ?"

**મા**રો પુત્ર મૃત્યુ પામ્યો છે, એટલે હવે મારે જો ખરેખર જીવવાનું જ હોય તો એક વાર ફરીથી એકલાં જ પડવાનું. સ્હવાર પડતાં જ સ્નેહી–સંબંધીઓ અને પડોશીઓ આવશે, મારી પ્રત્યે લુખ્ખી સહાનુભૂતિ દાખવશે, ખોટો ખરખરો કરશે અને મારા કરતાં ય જાણે તેઓ મારા પુત્રના ગુણો વધારે જાણતા હોય તેમ તેના સદ્‌ગુણોની લાંબી લાંબી વાતો મોંઘામૂલા શબ્દોમાં કરવા લાગશે. શબ્દો, હા માત્ર શબ્દો જ! પણ શબ્દોથી વળે શું? એ શબ્દો સંભળાઈ રહેશે, મારા લાડીલાને તેઓ નનામીમાં બાંધીને મશાણે લઈ જશે, અને પુનઃ હું એકલી જ બની જઈશ!

ખરેખર, મનુષ્યોની વચ્ચે વસવા છતાં એકલતા વેઠવી, એના જેવી બીજી કોઇ ભયંકર સજા નથી. અને વડોદરામાં હું બે વર્ષ રહી—પંદરથી સત્તર વર્ષ સુધીની વય મેં ત્યાં ગાળી—તે દરમ્યાન વેઠેલી એકલતાનો પણ મારો એવો જ હૃદયવિદારક અનુભવ છે. બા અને મામાની સાથે રહ્યા છતાં જાણે હું કેદી હોઉં એમ જ

મને લાગતું. મામા શાન્ત સ્વભાવના હતા; મારી પ્રત્યે માયાળુ હતા. બા મારી ઇચ્છાની ઉપરવટ થઈને મને અહીં ખેંચી લાવી હતી તેથી રખેને મને દુઃખ થાય, એવું સમજીને બનતાંસુધી મારી ઇચ્છાઓને ઉવેખતી નહિ. પોળમાં મારા જેવ–જેવડી ઘણીએ છોકરીઓ ભણતી હતી અને મારી સાથે સખીભાવ કેળવવાની થોડી–થોડી ચેષ્ટાઓ પણ કરતી હતી; હું એવી ચેષ્ટાઓને ગણકારતી નહિ અને કોઇ કોઈ વાર તો ધુતકારી પણ કાઢતી.

ખરી વાત એ હતી કે મને સુખી થવાની ઇચ્છા નહોતી. તમારાથી દૂર વસીને સંતુષ્ટ થવું એવી મને ઇચ્છા થતી નહોતી. એટલે જાણે આત્મદમન અને એકાન્તવાસની તપશ્ચર્યા હું કરી રહી હોઉં, એવી રીતે હું મારી અંધારઘેરી સૃષ્ટિમાં દટાઇ જીવ્યા કરતી. મામા સારાં સારાં કપડાં લાવતા, પરન્તુ હું તે પહેરતી નહિ. મેં ત્યાં ભણવા માંડ્યું હતું અને મારી શાળામાં કોઇક વાર સ્નેહ-સંમેલન થતાં પણ તેમાં મને આગ્રહપૂર્વક આપવામાં આવતા ભાગો ભજવવાની હું ના કહેતી, એટલું જ નહિ પણ બીજી છોકરીઓની સાથે એવાં સંમેલનોમાંનાં નૃત્ય, ગરબા કે નાટિકાના પ્રયોગો પણ જોવા જતી નહિ. તો પછી કોઇ વાર હું નાટક કે સીનેમા જોવા જઉં એવું તો બને જ ક્યાંથી ? મનોરંજન મને ગમતું નહોતું, અને નિશાળે જવા સિવાય બીજા કોઇ કાર્ય પ્રસંગે ઘરની બહાર હું જવલ્લે જ નીકળતી. તમે કદાચ નહિ માનો, પણ હું તદ્દન સાચું કહું છું કે વડોદરામાં બે હું વર્ષ રહી, પરન્તુ તેટલા વખતમાં મેં પડોશની બે ત્રણ પોળો અને નિશાળે જવાનો એક મુખ્ય રસ્તો એ સિવાય બીજું કશું જોયું નથી.

દિલમાં હીજરાયા કરવું એ જ જાણે મારો આનંદ હતો. હું લોકોમાં હળતી–મળતી નહિ, બલકે એવા પ્રસંગોથી જ દૂર રહેતી. આનંદનાં બધાં સાધનોને હું તરછોડીને તેમનાથી દૂર નાસતી.

તમારા દર્શનથી વંચિત રહેવાથી હું જે દિલ અને દેહનું દમન કરી રહી હતી, તેના આનંદથી જ જાણે હું ઉન્મત્ત બની ગઇ હતી! વળી તમારા માટે જ જીવતા રહેવાની મારી તીવ્ર આકાંક્ષામાંથી મને ચ્યુત કરે તેવી કોઇ વસ્તુ–કોઇ પ્રસંગને હું મારી નજીક ઢૂકવા દેતી નહિ. ઘરમાં એકલી ભરાઇ બેસીને રોજ–રોજ ક્ષણે–ક્ષણે હું તમારા સિવાય બીજા કશાનો વિચાર કરી શકતી નહિ. તમારા સંબંધી જે સેંકડો સંસ્મરણોનો ભંડાર હું ભરી બેઠી હતી, તે સંસ્મરણોની માળાને હું સતત ફેરવ્યા કરતી હતી. મારા મનની રંગભૂમિમાં એ સંસ્મરણો અને સંસ્મરણોના પ્રસંગો નવી–નવી રીતે જાણે 'રિહર્સલ' કરી રહ્યાં હતાં. તમે મારા જીવનમાં પહેલવહેલો પ્રવેશ કર્યો ત્યારથી મારા મુગ્ધાકાળનાં વર્ષોનાં સંવેદનોનાં પુનઃ પુનઃ આવર્તન થવાથી એ સંવેદનો મારા સ્મૃતિપટમાં એવાં તો જડાઈ ગયાં છે કે એ લાંબા સમયની મિનિટેમિનિટ હું અત્યારે સંભારી શકું છું, જાણે કે બધું ગઈ કાલે જ બન્યું ન હોય!

આમ, મારું જીવન તમારામાં તદ્દન વજ્રલેપ બની ગયું હતું. મેં તમારા લખેલાં બધાં પુસ્તકો ખરીદ કર્યાં. છાપામાં કે ચોપાનિયામાં જે દિવસે તમારું નામ મારા વાંચવામાં આવતું તે દિવસ મારે માટે મંગલમય–ધન્ય દિવસ બની જતો. તમે માનશો? મેં તમારાં લખેલાં પુસ્તકો એટલી બધી વાર વાંચી કાઢ્યાં છે કે તે બધાં મને લગભગ કંઠસ્થ થઈ ગયાં છે! કોઇ મને એકદમ ઊંઘમાંથી જગાડે અને તમારા પુસ્તકમાંનું કોઈ વાક્ય કોઈ પણ પાનેથી અર્ધુંપર્ધું વાંચી સંભળાવે, તો ત્યારપછીનો આખો પેરેગ્રાફ જરાયે ભૂલ કર્યા વિના કે અટક્યા વિના આજે આઠ–નવ વર્ષના ગાળા પછી પણ હું કડકડાટ બોલી જઉં! તમારો દરેક શબ્દ મારે મન વેદમંત્ર હતો. આ સૃષ્ટિનું અસ્તિત્વ મારે માટે તો તમે હોઇને જ માત્ર હતું. અમદાવાદનાં છાપાંમાં હું સભાઓના તથા સ્નેહસંમેલનોના,

સાહિત્યમંડળોની કાર્યવહીના અને એવા બીજા સમાચાર વાંચતી, ત્યારે હું ખાસ જોતી કે તે કોઈમાં તમારા ભાષણનો કે લેખનનો કાંઇ ઉલ્લેખ છે કે નહિ. જો હોય તો મારી વિચારમાળા લંબાતી અને તમારા વિષેના મારા રસમાં ભરતી ચડતી.

કોઇ વાર રાત્રે પથારીમાં પડ્યા પૂર્વે હું શેતરંજી ઉપર સુસ્ત પડી રહેતી અને કાંઇ વાંચવાનું હોતું નહિ, ત્યારે મારી કલ્પનાની રંગભૂમિ પર હું તમારી સાથે રહેતી અને મારી જાતને કહેતી: "હવે તે રંગમંચ પર દાખલ થાય છે....હવે તે સિંહાસન પર બિરાજે છે..." મારા આ મનસ્તરંગનું કારણ તમે જાણો છો? એક વાર મેં તમને એક એમેચ્યુઅર નાટકમાં રાજાના વેશમાં સજ્જ થએલા જોયા હતા.

પણ આ બધી વાતો અને આ બધા પ્રસંગો અત્યારે શાને સંભારવાં? એક ત્યક્તા બાલિકાની કરુણ નિરાશાને શાદને સંભારવી જોઇએ? મારી તમારા પ્રતિની સંમાનવૃત્તિ કે મારી શોકાતુરતા કોઈવાર તમને સ્વપ્ને પણ આવી નથી, તો પછી આ બધું તમને શામાટે કહેવું જોઈએ? પણ શું હું હજી એક બાલિકા જ હતી? ના, મને સોળ થયાં, સત્તર થયાં, જુવાનિયાઓ મને તાકી–તાકીને જોઈ રહેવા લાગ્યા અને તેમની એ ભૂંડી ટેવ ઉપર હું મનમાં ને મનમાં બળવા લાગી. તમારા વિના બીજા કોઈ ઉપર પ્રેમ ધારણ કરવો, તમારા વિના બીજા કોઈને ચાહવાના વિચારને મનમાં ડોકિયું પણ કરવા દેવું, એ જ મારે માટે તદ્દન અસંભવિત હતું. બીજા કોઇ પુરુષ પ્રતિની સ્વલ્પ કોમળ લાગણી પણ મને અપરાધ-રૂપ જણાતી હતી.

આમ તમારા પ્રતિનો મારો પ્રેમ એકસરખો ગાઢ રહ્યો; પણ જેમ જેમ હું મોટી થતી ગઇ, જેમ જેમ મારો દેહ વિકસવા લાગ્યો અને મારી વૃત્તિઓ જાગ્રત થવા લાગી, ઉગ્ર થવા

લાગી, તેમ તેમ એ પ્રેમની લાક્ષણિકતા બદલાવા લાગી. વિકસિત નારીત્વનો પ્રેમ મારામાં પ્રકટી નીકળ્યો. પહેલાં સરલ સ્વભાવની બાલિકાના, પછી બાંકોરામાંથી તમને જોઈ રહેતી મુગ્ધાના, અને પછી તમારા ચરણે પડવાને આતુર બનેલી છોકરીના વિચારોની પાછળ જે છૂપું તત્ત્વ ભરાઈ બેઠું હતું તે હવે મારામાં પ્રકટ થયું હતું અને દિલ અર્પણ કરી ચૂકેલી નવયૌવના હવે દેહ અર્પણ કરવાને આતુર બની હતી.

મારી ઓળખીતી છોકરીઓ મને બ્હીકણ અને હદ ઉપરાંતની શરમાળ માનતી. પરંતુ મારા મનમાં તો એક જ દિશામાં મારો પ્રબલ ઇચ્છાસ્રોત ધસી રહ્યો હતો: અમદાવાદ જવું અને તમને મળવું! પણ એ કેમ બને? મામા કેમ જવા દે? બા પાસે કયું બ્હાનું ચાલી શકે?

કુદરતે એક કૃપા કરી—અલબત્ત, તે ઘાતકીપણાથી ભરપૂર હતી.: માતાને ઈશ્વરે ન્યુમોનિયામાં પોતાની પાસે ખેંચી લીધી. માતાની છાયા જવાથી મારા જેવી પિતૃહીન છોકરીને કેટલું બધું વસમું લાગવું જોઇએ? પણ મને તેટલું વસવું ન લાગ્યું કારણકે મારું મન જુદી જ દિશામાંથી આશ્વાસન પ્રાપ્ત કરવાની ઉષ્માથી ભરપૂર હતું.

મામા મને પરણાવવાની વાત કોઇ કોઇ વાર બા પાસે કાઢતાં પણ એટલામાં બાનું મૃત્યુ થયું. એ વાત હવે મામા મારી પાસે ઉચ્ચારે તે પૂર્વે મેં જ કહ્યું: "મામા, આ વખત તો એવો છે કે જુવાન છોકરીઓના હાથમાં કાંઈ ને કાંઇ પૈસા પેદા કરવાનો કસબ હોવો જોઇએ, નહિતો તેને ક્યારે ભૂખે મરવાનો વખત આવે તેનું કાંઇ ઠેકાણું નહિ."

"તારી વાત સાચી છે, બહેન! આજકાલ બધો આધાર

પતિ ઉપર રાખીને બેસી રહેવાનો વખત નથી. પહેલાં આવો વખત નહોતો."

અને પછી મેં મામા પાસે દરખાસ્ત મૂકી કે હું અમદાવાદ જઇને સ્ત્રીઓની હોસ્પિટલમાં રહી 'નાર્સિંગ'નું કામ શીખું. મામાને વિચાર તો થઇ પડ્યો. હું અમદાવાદ જઉં તો પાછળ તેમને હાથે રાંધી ખાવું પડે; પણ આ રીતે હું જો સ્વાશ્રયી બનું તો ભવિષ્યમાં સુખી થઉં અને વર પણ સારો મળી આવે, એમ છેવટે તેમને લાગ્યું અને તેમણે હા કહી. ખર્ચ માટે તેમણે પૈસા આપવા માંડ્યા, પણ મારા પિતાના વીમાની રકમમાંથી વડોદરે આવ્યા પછી કશું ખર્ચ થયું નહોતું, એટલે મેં મામા પાસેથી પૈસા લેવાની ના કહી.

મામા મારી સાથે અમદાવાદ આવ્યા, અને મારા અભ્યાસ માટેની તથા નિવાસ માટેની બધી વ્યવસ્થા સંતોષકારક છે, એમ જોયા પછી તે વડોદરે પાછા ફર્યા.

---

૭

# આઠેક દિવસના ટળવળાટ પછી......

છેવટે...છેવટે...હું અમદાવાદમાં જ પાછી આવી, ત્યારે મારા પગ સૌથી પહેલાં કઇ દિશાએ મને ખેંચી જવા લાગ્યા, તે શું તમને કહેવાની જરૂર છે? એક શિખાઉ નર્સ તરીકે મને સ્ત્રીઓની હોસ્પિટલમાં ઓરડી મળી હતી, અને રહેવા-રાંધવા વગેરે માટેની બધી વ્યવસ્થા કરીને મામા પાછા વડોદરે જવાને સ્ટેશન પર વિદાય થયા કે તુરત ઓરડીને તાળું વાસી, બસમાં બેસીને હું દોડી! બસ કેવી ધીમી ચાલતી હતી! ચડનાર કે ઊતરનાર ઉતારુ હોય કે ન હોય, તોય બસ ઠેર-ઠેર થોભે અને પાછળની બસ આવી પહોંચે ત્યાંસુધી રાહ જોઇને જ પછી ઊપડે. એ રીત કેવી ખરાબ, નકામો વિલંબ કરનારી અને ઉતારુઓને કંટાળો ઉપજાવે તેવી છે, તે મને તે વખતે સમજાયું અને બસ ચલાવનારાઓની આ ખોટી રીત અટકાવવા માટે પોલીસનું ધ્યાન ખેંચવાને પેપરમાં એકાદ ચર્ચાપત્ર લખી નાંખવું જોઈએ, એમ પણ મને લાગ્યું. જ્યારે બસ થોભતી, ત્યારે મારામાં કંટાળાનો ઊભરો ચડતો અને જેમ જેમ હું તમારા બંગલાની નજીક ને નજીક પહોંચતી જતી હતી, તેમ તેમ આતુરતાનો ઊભરો કંટાળાને દબાવતો જતો હતો. બસમાંથી હું

તમારા બંગલાની નજીક જ રસ્તા પર ઊતરી પડી અને પછી બંગલાની દિશામાં ધીરે ડગલે ચાલવા લાગી. છેવટે કમ્પાઉન્ડના દરવાજા પાસે મારા પગ પહોંચ્યા, પણ ત્યાં થોભવાની કે દરવાજામાં દાખલ થવાની હિંમત જ મારામાં નહોતી ! હું સીધી ચાલી ગઈ. આવતા–જતા લોકો એમ જ માનતા હશે કે હું માત્ર ફરવા જ આવી છું.

થોડે જઇને હું પાછી ફરી. સંધ્યાકાળ થઈ ગયો હતો. ગામમાંથી પાછા ફરનારાઓને લઈ આવતી બસો પાંચ પાંચ મિનિટે આવ્યા કરતી હતી. બંગલાવાળાઓની ખાનગી મોટરો પણ ઉપરા-ઉપરી દોડી આવતી હતી અને શહેરની અંદરના જ કોઈ જાહેર રસ્તાના જેટલી લોકોની આવજા અત્યારે આ રસ્તા પર જેવામાં આવતી હતી. કોઇ જૂની ઓળખાણવાળું મળી જાય અને મને ઓળખી કાઢે એ ચિંતા મને નહોતી, કારણકે એક વાર બાર–તેર વર્ષની છોકરીને ઓળખનાર અત્યારે સાડીમાં સજ્જ થએલી તરુણીને ધારી ધારીને જેયા વિના ઓળખી શકે એ સંભવિત જ નહોતું, અને આવજાની આટલી ધમાલમાં કોઇને કોઇની ઓળખાણ કાઢવાની પુરસદ જ ક્યાં હતી ?

પાછાં ફરતાં મેં તમારા બંગલાના દિવાનખાનામાંની બત્તી એક કાચની બારી વાટે સળગેલી જેઇ. મારા હૃદયે તે વખતે આનંદનો રોમાંચ અનુભવ્યો. આ રસ્તા પર ફરવા નીકળતાં મેં આતુરતા અનુભવી હતી, પણ હવે મને તેમાં રસનો અનુભવ થયો. તમે મારા એક અનંત સ્વપ્ન સરખા હતા અને હું તમારી નજીક પહોંચી ગઈ હતી, તે શું રસજાગૃતિ માટે પૂરતું નહોતું ? મારી દર્શનોત્સુક આંખોની અને તમારી વચ્ચે માત્ર બારીનો એક પાતળો કાચ જ અંતરાયરૂપ હતો, એમ મેં તે વખતે જેયું; તે વખતે હું એટલું ભૂલી શકતી ન હતી કે વસ્તુતઃ તમારા મગજમાંથી હું હજારો

ગાઉ દૂર હતી અને મારી ને તમારી વચ્ચે તો જાણે મોટી નદીઓ, સાગરો અને પહાડો આડા આવીને ઊભા હતા.

હું એક ઝાડ હેઠળ ઊભી રહી. ભય કે શંકાનું કશું કારણ નહોતું. એમ મોટર બસની રાહ જોનારા, ફરવા આવનારા કે કોઇના આગમનની પ્રતીક્ષા કરનારા ક્યાં ઊભા રહેતા નથી! બારી તરફ જોઇ રહેવાની કામનાએ જ મારા પગને થંભાવી દીધા હતા. તે વાટે અંદર બળતા દીવાનું દર્શન થતું હતું, તે દીવો તમારા નિવાસ-સ્થાનમાં બળતો હતો, તમે ત્યાં હતા અને એ જ મારી જીવંત સૃષ્ટિ હતી. આવા ધન્ય સમયની મેં બબ્બે વર્ષ સુધી આતુરતાપૂર્વક રાહ જોઇ હતી, અને એ સમય હવે લાધ્યો હતો. હું ત્યાં કેટલો સમય ઊભી રહી તેની મને ખબર નથી, લાંબો વખત થયો હોય તો કોઇને કાંઈ શંકા ઉપજી હશે કે નહિ તેની મને પરવા નહોતી, પણ હું ત્યાંથી ત્યારે જ ચાલી ગઈ કે જ્યારે એ બારીમાંથી દેખાતો દીવો હોલવાઇ ગયો.

રોજ સંધ્યાકાળે હું ત્યાં જ ફરવા આવતી. શિખાઉ નર્સના કામનો પાર હોતો નથી, કારણકે તેને ઉપરીઓની આજ્ઞા ઉઠાવવાની હોય છે, તેમનું કામ કરી આપવાનું હોય છે અને કામ શીખવાની ઉમેદવારી તેમની આજ્ઞા મુજબનું વહીતરું કરીને બતાવી આપવાની હોય છે. પરન્તુ એ સખ્ત કામ મને એક રીતે ગમતું. એ કામકાજની ધડમથલ વડે હૃદયની ધડમથલને હું દાબી શકતી. સાંજે હું છૂટતી કે તુરત પહેલાં તો ફરવા જ જતી અને ખાવા-પીવાનું મોડું થાય તેના ચિંતા કરતી નહિ. બીજી નર્સોને મારી આ ટેવ વિચિત્ર લાગતી, પણ તેમનામાંય વળી બીજી વિચિત્રતાઓ ક્યાં નહોતી ? એટલે અમારી વિચિત્રતાઓ પરસ્પર મૌન કુતૂહલ બનીને જ ત્યાં આગળથી અટકી જતી.

તમારું એક વાર ફરીથી દર્શન કરવું, તમને ભલે માત્ર એક

વાર પણ જરૂર મળવું, એટલી જ મારા મનની ઝંખના હતી. ભલે દૂરથી પણ તમારા વદનની એકેએક રેખાને મારી આંખોમાં છાપી લેવા જાણે હું આતુર–આતુર બની ગઈ હતી.

છેવટે...આઠેક દિવસના ટળવળાટ પછી, તમારું દર્શન થયું–ના, આપણું મિલન થયું, અને તે અણુચિંતવ્યું જ. હું તમારા બંગલાના કંપાઉન્ડના ઝાંપા પાસેથી જતા માર્ગ પર જાણે કોઇની રાહ જોતી હોઉં એમ ઊભી હતી અને બંગલાની પેલી બારી તરફ જ ધ્યાન લગાવી રહી હતી. એટલામાં તમે આવ્યા અને માર્ગ પરથી કંપાઉન્ડના દરવાજા તરફ વળ્યા. એ ક્ષણે જાણે હું બાળક જેવી બની ગઇ–એક વાર ફરીથી બાર વર્ષની છોકરી બની ગઈ! મારા ગાલ પર શરમના શેરડા પડી ગયા, અને જોકે તમારી આંખો મારી તરફ દોરાય એવી મારી પૂર્ણ આકાંક્ષા હતી, તોપણ હું માથું નીચું ઢાળીને તમારી આડેથી ઝડપભેર પસાર થઇ ગઈ–જાણે હું પારધીના પંજામાં સપડાયલી હરિણી હોઉં! આમ એક નાનીશી છોકરીની પેઠે નાસી છૂટવા જેવું કરવા માટે મને પાછળથી બહુ શરમ આવી હતી, કારણકે હું સમજી ચૂકી હતી કે મને હવે શું જોઇએ છે. હું તમને મળવા ઇચ્છતી હતી. આટલાં આતુર વર્ષો આવ્યા પછી તમે મને પિછાણો, મારા તરફ આકર્ષાઓ અને મને તમારો પ્રેમ આપો એવી મારી આકાંક્ષા હતી.

હું રોજ રોજ સંધ્યાકાળે અને ત્યારપછી પણ તમારા બંગલાની બહાર ઊભી રહેતી. પોષ માસની ઠંડી રાત હોય કે માહનું માવઠું વરસી રહ્યું હોય, તોપણ એ સ્થળે જઇને ઊભા રહ્યા વિના મને ચેન પડતું નહિ; છતાં લાંબા વખતસુધી તમારી દૃષ્ટિ મારી તરફ ન જ ખેંચાઈ. કોઇ કોઇ વાર તમારા દર્શન માટેની મારી પ્રતીક્ષા નિષ્ફળ જતી. કોઈ વાર તમે મિત્રોની સાથે ફરવા જવા કે સીનેમા જોવા જવા માટે દરવાજા બહાર નીકળતા દેખાતા. એક બે વાર

તો મેં તરુણ છોકરીઓને પણ તમારી સાથે ધીરે ધીરે ચાલતી અને કમ્પાઉન્ડમાંથી બહાર નીકળીને ફરવા જતી જોએલી. આમ અજાણી અને જુદી જુદી યુવતીઓ તમારી સાથે સરળ રીતે ફરે અને વાતો કરતી ચાલે તે જોઈને હવે મારા દિલમાં દર્દ થતું. મારામાં કાંઇ એવું તત્ત્વ જાગ્રત થએલું જણાયું કે જેથી તમારી તરફની મારી વૃત્તિમાં નવીન અસર જણાવા લાગી. હું નાની હતી ત્યારથી જ જાણતી હતી કે તમારા મિત્રો અને પ્રશંસકોમાં વિદ્યાર્થિનીઓ, જુવાન છોકરીઓ અને યુવતીઓ પણ હોય છે, એટલે મારે માટે આમાં કાંઇ આશ્ચર્યનું કારણ નહોતું; પરન્તુ હવે આવાં દશ્યો મારા દિલમાં જ નહિ પણ દેહમાંએ દર્દ ઉત્પન્ન કરવા લાગ્યાં. તમે બીજી છોકરીઓ અને યુવતીઓના સાથમાં ફરો એવું જોતાં મારામાં કાંઇક શત્રુતા અને કાંઇક આકાંક્ષા—એ બેઉની મિશ્ર લાગણી ઉત્પન્ન થતી. એક દિવસ તો હું માનિની—અભિમાનિની યુવતી બની ગઈ અને રોજની પેઠે એ દિશામાં ફરવા જ ન નીકળી, એટલે તમારા બંગલાની બારીનું દર્શન જ મેં ટાળી દીધું; પરન્તુ એ દમન અને એ સંયમ કેવાં કપરાં હતાં—કેવાં આકરાં હતાં, તેનો અનુભવ મેં બીજા દિવસના સંધ્યાકાળ સુધી—બરાબર ચોવીસ કલાક સુધી કર્યો! બીજી સાંજે હું નિયમ મુજબ તમારા બંગલાની બારીનું દર્શન કરતી અનેરી નમ્રતા ધારણ કરીને ઊભી રહી હતી અને તમારા વદનદર્શનની રાહ જોતી હતી; મારા યૌવનના ગર્વને ચૂર્ણ કરીને તમારી અદૃષ્ટ મૂર્તિ સામે હું જાણે પ્રણિપાત કરીને ઊભી હતી.

---

૮

# પરિચયનો અવસર મળ્યો, પછી તેનો અસ્વીકાર હું કરી શકું ખરી?

**છેવટે** એક સમય એવો આવ્યો કે જ્યારે હું તમારી દૃષ્ટિને આકર્ષી શકી. તમે સામેથી આવી રહ્યા હતા એ મેં દૂરથી જોયું, અને આ વખતે તમારા દૃષ્ટિપથમાંથી દૂર સરકી ન જવા માટે મેં મારી હિંમત તથા મનોબળ એકઠાં કર્યાં. દૈવયોગ એવો બન્યો કે રસ્તામાં એક ભારવાહી મોટરખટારો પંકચર પડવાથી અટકી પડ્યો હતો, એટલે તમને મારી તદ્દન નજીકથી પસાર થવું પડ્યું. અનિચ્છાએ પણ તમારી આંખો મારા ભણી આકર્ષાઈ અને જોકે મારા દૃષ્ટિપાતમાં તમારી તરફ લાગી રહેલું ધ્યાન તમે કળી શક્યા નહોતા, તોપણ તત્ક્ષણ તમારા વદન પર પેલી સુકોમળ સહૃદયતાની રેખાઓ તરી આવી. સ્ત્રીઓ તરફ જોતાં તમે સ્વાભાવિક રીતે જ એવી સહૃદયતા દાખવવાને ટેવાઈ ગયા હતા. વિજળીના ચમકારાની જેમ તમારા પૂર્વેના સહૃદય–સુકોમળ દૃષ્ટિપાતનું સ્મરણ મારા ચિત્તમાં ધસી આવ્યું. જે મમતાભર્યા મનોહર દૃષ્ટિપાતે જ વર્ષો પૂર્વે એક મુગ્ધા કન્યામાં નારીત્વ અને પ્રેમ જાગ્રત કર્યાં હતાં, તે જ દૃષ્ટિપાત એ ક્ષણે મારી સમીપે વિકસીને બિડાઇ જતો મેં

જોયો. એક કે બે ક્ષણ તમારી આંખો મારી ઉપર ઠરી રહી હશે, અને એ ક્ષણોમાં હું પણ મારી આંખોને તમારી તરફથી પાછી બોલાવી લઇ શકી નહિ; અને પછી તમે પસાર થઈ ગયા હતા, તે વખતે મારું હૃદય એટલા જોરથી ધડકી રહ્યું હતું કે મારે ચાલવાની ગતિ મંદ કરવી પડી. અને જ્યારે અદમ્ય કુતૂહલથી પ્રેરાઇને મેં થોડે દૂર જઇ પાછું વાળી જોયું ત્યારે મેં એ પણ જોયું કે તમે પણ મારી ભણી પાછું વાળીને જોઇ રહ્યા હતા! તે સમયે તમારા ચહેરા પર જે જિજ્ઞાસાભાવ વિલસી રહ્યો હતો, તે ઉપરથી હું જાણી ગઇ કે તમે મને ઓળખી શક્યા નથી. તમે તે વખતે મને ઓળખી શક્યા નહોતા, અને ત્યારપછી પણ ઓળખી શક્યા નહિ, તેથી મારા દિલમાં જે નિરાશા ઉત્પન્ન થઇ હતી તેનું વર્ણન હું કેવી રીતે કરી બતાવું? એવી નિરાશાઓમાંની આ નિરાશા પહેલવહેલી જ હતી: નિરાશાઓના સતત આઘાતોમાંનો એ પહેલો જ આઘાત હતો.

તમે મને એકકે વાર પિછાણી શકયા નહિ, એટલે હવે મારે એક અજ્ઞાતા તરીકે જ મરણ પામવું રહ્યું. અરેરે! મારી નિરાશા હું તમને કેવા શબ્દોમાં સમજાવું? વડોદરામાં હું રહી તે દરમ્યાન એક ક્ષણ પણ મેં તમારા સંબંધી વિચારોને અળગા કર્યા નહોતા. હું અમદાવાદમાં આવીને તમને મળું એ જ મારી હમેશની ઝંખના હતી. અભિનવ કલ્પનાઓ અને તરલ તરંગો પર હું સવાર થતી અને નિરાશાનો શોક તથા આશાના હર્ષની વચ્ચે સતત દોડયા કરતી. એક પણ વસ્તુ કે સ્થિતિ મારી કલ્પનાથી અતીત રહી નહોતી. ચિત્તમાં નિરાશાનો અંધકાર ફેલાતો, ત્યારે મને એમ લાગતું કે હું તદ્દન સાદી, ઓછું ભણેલી છોકરી તમારી ઉપર પડતી આવતી હોઇને તમે મને તુચ્છકારી નાંખશો, ધિક્કારશો; મારી પ્રત્યેની તમારી અકૃપા, બેદરકારી કે અસ્વીકૃતિ એ દરેકેદરેક આવિષ્કારની

કલ્પના મારા મગજે કરી વાળી હતી. પરન્તુ તીવ્ર મનોભંગને સમયે કે મારી પોતાની ક્ષુદ્રતા મને સમજાઈ હશે ત્યારે પણ તમે હમેશને માટે મારા અસ્તિત્વથી જ અજાણ્યા રહેશો તેવી ભયંકર સંભવિતતા મારા ખ્યાલમાં આવી શકી નહોતી.

હવે હું સમજું છું અને તે તમે જ શીખવ્યું છે કે–પુરુષને માટે એક સ્ત્રીનો–એક છોકરીનો ચહેરો કાંઈક અસાધારણ રીતે બદલાતો જતો હોવો જોઈએ. સ્ત્રીનો ચહેરો એટલે મનોભાવનું પ્રતિબિંબ; એક ક્ષણે એક મનોભાવ પ્રકટે અને ચહેરો એવું રૂપ ધારણ કરે; બીજી ક્ષણે બીજા મનોભાવનો ઊભરો આવ્યો અને જાણી લ્યો કે ચહેરો બદલાઈ ગયો જ છે! પુરુષ સ્ત્રીના ચહેરાને જલદીથી ભૂલી જઈ શકે છે, કારણકે ઉમરની સાથે એ ચહેરાનાં તેજ–છાયામાં ફેરફાર થતો રહે છે અને વળી તેના વસ્ત્રપરિધાનના ફેરફારથી પણ અજબ–ગજબ ફેરફાર પડી જાય છે. સ્ત્રી જેમ જ્ઞાન અને અનુભવમાં આગળ વધતી જાય છે, તેમ તેના વદન ઉપર ઠરેલપણું અને ઠાવકાપણું આવતું જાય છે. પણ હું તો હજી એક છોકરી જ હતી, એટલે તમારું ભૂલકણાપણું સમજી શકતી નહોતી.

મેં તમને પહેલવહેલા જોયા અને ઓળખ્યા, ત્યારથી જ મારા ચિત્તનો કટોરો તમારાથી છલોછલ ભરાઈ ગયો હતો, અને તેથી હું એવી ભ્રમણામાં રમ્યા કરતી હતી કે હું તમારી ચિત્તભૂમિમાં અનેક વાર રમી ચૂકી હોઈશ અને તમે પણ મારા દર્શનની ઉત્સુકતાથી રાહ જોઈ રહ્યા હશો. હું તમારે મન કશી વિસાતમાં નહોતી અને તમારા સ્મૃતિપટમાં તો મારું કોઈ સ્થાન જ નહોતું, એવું જો હું સમજી હોત, તો હું જીવનનો ભાર જ ક્યાંથી ઊંચકી શકી હોત ? તે સાંજે તમે મારી તરફ જે દૃષ્ટિપાત કર્યો હતો તે ઉપરથી એમ જણાયું કે તમારી તરફથી તો તમારી અને મારી જીંદગીને જોડનારો એકાદ

સૂક્ષ્મ તંતુ પણ પ્રકટયો નહોતો: એટલે મારા નિરાશામય ભાવિ માટે એ પહેલો જ અમંગળ સંદેશો નીવડયો.

તમે મને ઓળખી નહિ. બે દિવસ પછી ફરીથી પાછાં આપણે એક બીજાંની સામસામે આવી ગયાં, અને તમે મારી તરફ કાંઈક પરિચિતતાસૂચક દૃષ્ટિપાત કર્યો. પરન્તુ એ પરિચિતતાનો અર્થ એવો થઈ શકતો નહોતો કે જે છોકરી તમને વર્ષોથી ચાહતી હતી અને જેનામાં તમે નારીત્વ જાગ્રત કર્યું હતું તે છોકરીને તમે ઓળખી છે. વસ્તુતઃ એ દૃષ્ટિપાત એવા પૂર્વપરિચયનો સૂચક હતો કે સત્તર–અઢાર વર્ષની વયની એક સુંદર છોકરી એ જ સ્થળે તમને બે દિવસ પહેલાં સામી મળી હતી તે હું જ હતી, અને તેટલા-પૂરતો જ મારા ચહેરાનો તમને પરિચય હતો. તે વખતની તમારી વદનરેખાઓ મૈત્રીદર્શક આશ્ચર્યને પ્રકટાવતી હતી અને તમારા ઓઠ પર એક ધીરું સ્મિત ફરકી ગયું હતું. ત્યારે પણ તમે પહેલાંની જેમ જ પસાર થઈ ગયા અને જરા આઘે જઈને પાછું વાળીને મને જોઇ. હું ધ્રૂજી, પણ ખુશ થઇ ગઈ અને મારી સાથે તમે વાતચીત કરો તેવી આતુરતા મારામાં પ્રકટી. મને લાગ્યું કે એ પહેલી જ વાર તમારે માટે હું સજીવ બની ચૂકી હતી. તે વખતે મેં પણ ધીમે ધીમે ચાલીને પાછું વાળીને જોયું, અને તમારા દૃષ્ટિ-પાતને અવગણવાનો જરાએ યત્ન કર્યો નહિ.

પરન્તુ હું પચીસેક કદમ ચાલી હોઇશ, એટલામાં મારી પાછળ પાછળ તમે આવતા જણાયા! હું જાણી ગઇ કે હવે તમે મારી સાથે વાતચીત કરશો અને તમારો પ્યારો સ્વર મારા કર્ણપુટમાં પડશે. એ આશાતુરતાથી જાણે હું જડવત્ બની ગઇ અને મારું હૃદય એટલા તો જોરથી ધડકવા લાગ્યું કે મારાથી હવે આગળ નહિ ચલાય, મારે અહીં ઊભાં રહેવું જ પડશે, એમ મને લાગ્યું.

તમે મારી બાજુએ જ ચાલતા હતા. જાણે કે આપણી વચ્ચે જૂની ઓળખાણ હોય તેમ તમે મને પૂછ્યું: "કેમ, ક્યાં ચાલ્યાં?"

તમે મને વસ્તુતઃ ઓળખતા જ નહોતા, મારા જીવન સંબંધી તમને કશીય માહિતી નહોતી, પરન્તુ એવી સરલતાથી, મમતાથી અને સહૃદયતાથી તમે એ પ્રશ્ન કર્યો હતો કે જરાએ આનાકાની કર્યા વિના હું જવાબ આપી શકી: "ફરવારસ્તો."

"અમદાવાદમાં મીલોની ધૂણી વિનાનું આ એક જ સ્થળ ફરવા માટે ઠીક છે."

"સાચી વાત."

અને તમે પણ મારી સાથે સાથે વાતો કરતા ધીરે ડગલે ચાલવા લાગ્યા, જાણે તમે પણ ફરવા માટે જ નીકળ્યા હો.

ફરવા માટેનો મારો માર્ગ તો એક જ હતો, પણ હવે તે લંબાયો ને બદલાયો. કેટલુંક ચાલ્યા પછી મારા સમજવામાં આવ્યું કે તમે મારી સાથે ચાલતા હતા, તે કરતાં હું તમારી સાથે ચાલતી હતી એમ કહેવું વધુ વાજબી હતુ. મોટરોની ઓછી આવજાવવાળા રસ્તા ઉપર આપણે બેઉ ચાલતાં હતાં, અલબત્ત, કાંઈ કાંઈ વાતો કરતાં, અને એ પહેલા જ સાક્ષાત્ પરિચયની મર્યાદા જાળવતાં.

હું ફરતી ફરતી કયે રસ્તે ચાલી રહી છું તેનો ખ્યાલ હું ગુમાવી ચૂકી હતી; એ ખ્યાલ તમારા શબ્દોએ આપ્યો: "હું બાજુના બંગલામાં જ રહું છું: આપણે આ પાછલે રસ્તેથી નીકળ્યાં."

"એમ કે? શું ભાડું આપો છો?"

"સીત્તેર રૂપિયા. આવોને, જરા ચાહ પીને જજો."

"મોડું નહિ થઈ જાય?"

"ના, ના; પાંચ-પાંચ મિનિટે મોટરબસ મળી શકે છે."

અને જે ગાઢ પરિચયને માટે હું અત્યારસુધી ઝંખના ધરાવી રહી હતી, તે પરિચયનો અવસર તમે આપ્યો, ત્યારે હું તેનો અસ્વીકાર કરી શકું ખરી?

---

૯

## "અહા! હું તમારા મકાનમાં, તમારા ખંડની અંદર, તમારી જ સાથે જઈ રહી હતી!"

**બં**ગલાના વરંડાની નજીક પહોંચતાં જ પહેલાં તો હું ગભરાઈ. મને કોઈ ઓળખશે, હું કેમ આવી છું એમ પૂછશે, એ મારી ભીતિનું કારણ હતું. હું પગથિયાં ચડવા લાગી અને એ પડતી રાતના અંધકારમાં હું કોઇની દૃષ્ટિના આકર્ષણનો વિષય બની નથી એમ મેં જોયું ત્યારે મારી એ ભીતિ નાશ પામી. હું તમને ઓળખાઉં એ તો મારી ઝંખના જ હતી, અને તમારો નોકર મને ઓળખે તથા આપણા જૂના પરિચયને સંભારી આપે તો તે મને ઇષ્ટ જ હતું, કશા ભયનું કારણ નહોતું, એટલે વરંડાનાં પગથિયાં તો હું ઉત્સાહથી ચડતી હતી.

પરન્તુ તમે દ્વાર પરનું તાળું ઉઘાડયું, બત્તી સળગાવી અને હું અંદર દાખલ થઈ ત્યારે તમે ખુલાસો કર્યો કે નોકર બે દિવસની રજા લઈને પોતાને ગામડે ગયો છે અને ચાહ તો તમારે જાતે જ બનાવવાની છે! મેં ઘણીએ ના કહી કે તમને એમ તકલીફ આપીને હું ચાહ પીવા ઇચ્છતી નથી, પરંતુ તમે માન્યું જ નહિ; અને મેં

ચાહ બનાવી આપવાની માંગણી કરી ત્યારે તમે હસી પડ્યા અને બોલ્યા: "આવ્યાં મળવા અને બેસાડ્યાં દળવા, એવું મારે થવા દેવું નથી તો!"

આ પ્રસંગની યાદથી પણ હું તમને સાંભરીશ એમ હું માનતી નથી, કારણકે આટલા વર્ણનથી તમને એ પ્રસંગ યાદ આવશે કે નહિ તેની જ મને ખાત્રી નથી. ક્યાંથી યાદ આવે? મારા જેવી તો અનેક છોકરીઓ અને યુવતીઓને તમે આગ્રહપૂર્વક ચાહ પાઈ હશે, અનેક તમારી સાથે રોજરોજ ફરતી હશે અને વાતોમાં કલાકો વીતાડી ચૂકી હશે! એ બધીમાંની હું એક, તેની ગણના શી? લાંબી-લાંબી સાંકળમાંના એકાદ અંકોડાની વિસાત શી હોઈ શકે? અને હું તમારા સ્મૃતિપટ પર જડાઇ જઉં તેવું કશું બન્યું પણ નહોતું.

તમે ચાહ બનાવી અને આપણે બેઉ તે પીવા લાગ્યાં. બીસ્કીટની રકાબી મેજ ઉપર તમે મૂકી હતી તે મને સાંભરે છે, પણ તેમાંથી તમે કે મેં એકાદ પણ ખાધી હોય તેવું મને સાંભરતું નથી. ચાહ પીતાં આપણે વાતોએ વળગ્યાં, પણ 'આપણે' ને બદલે 'તમે' વાતોએ ચડ્યા એમ કહેવું જ વધારે વાજબી છે; કારણકે હું બહુ બોલતી જ નહોતી. તમે મારી સમીપે બેઠા હતા અને બોલી રહ્યા હતા. તમારા વદનના દર્શનથી અને તમારી વાણીના પ્રવાહથી હું એવું તો સુખસંવેદન કરી રહી હતી કે મને બોલવા કરતાં સાંભળવાનું જ વધુ ને વધુ મન થયાં કરતું હતું. તમને કશું પૂછવું અને આ મધુર મિલનપ્રસંગની એકાદ બે મિનિટ બગાડવી, કિંવા તમારી સમીપે કાંઈ ગાંડુંઘેલું બોલીને તમને હાસ્ય કે અણગમો ઉપજાવવો, એવી મારી ઇચ્છા જ નહોતી.

તમે કેવી સરસ વાતો કરી જાણો છો! અહો, તમે કેટલા વિદ્વાન અને મિલનસાર છો! તમારા વાણીમાધુર્યની, તમારી છટાની,

નું શી વાત કહું? તમારે માટે જે અપૂર્વ સંમાન હું દિલમાં ધરાવી રહી હતી, તે સંમાન સાર્થક જ હતું, તમે એ સંમાનને પાત્ર જ હતા, એવી મારી ખાત્રી થઈ ચૂકી. જે નમ્રતા અને જે વિદગ્ધતા તમે તે વખતે વ્યક્ત કર્યાં હતાં તે તો હું કદાપિ નહિ ભૂલું. કોઇ જાતની આતુરતા કે અધીરાઇ તમે દર્શાવી નહિ, કશી છૂટ લેવાની તમે ઇચ્છા પણ જણાવી દીધી નહિ; તોપણ તમે એટલી સરસ રીતે મિત્રભાવ અને સહૃદયતાની છાપ મારા મન પર પાડતા હતા કે, હું તમને લાંબા વખતથી 'દિલ અર્પણ કરી ચૂકી ન હોત તોપણ તેટલા એક પ્રસંગ પરથી જ તમે મારા દિલને જરૂર જીતી ગયા હોત. પાંચ-પાંચ વર્ષની ઝંખના એ રીતે પૂરેપૂરી સંતોષાઇ, તે મારે મન કેવી મોટી આનંદની વાત હતી, તે હું તમને કયા શબ્દોમાં સમજાવું?

પણ એ સુખસાગરમાં ઝૂલતાં-તરતાં તો બહુ મોડું થઇ ગયું!

જ્યારે હું ઊઠી ત્યારે તમે ઝાંપા સુધી મને વળાવવા આવ્યા અને બસ કે ગાડીની રાહ જોતાં આપણે વાતો કરવા લાગ્યાં; પણ અર્ધો કલાક રાહ જોયા છતાં કોઇ વાહન મળ્યું નહિ અને મળે તેવી આશા પણ રાખી શકાઇ નહિ.

"હવે કેમ કરશો?" તમે પૂછ્યું.

"હું ચાલતી જઇશ!" મેં કહ્યું.

"એટલે બધે દૂર અને વળી રાતને વખતે એકલાં? કહો તો હું સાથે આવું."

"નહિ, નહિ, તમને હું તકલીફ આપવાની ધૃષ્ટતા કેમ કરું?"

"તો પછી હું એક વિનંતિ કરું." તમે કહ્યું અને એ વિનંતિ સાંભળવાની મારી તત્પરતા જાણીને તમે આગળ બોલ્યાઃ "રાત્રે એકલાં જવાને બદલે અહીં જ રોકાઇ જાઓ!"

હું દિલથી તમારી જ હતી, એ મનોભાવને છુપાવવાનું મારી પાસે કશું સાધન નહોતું, તે સાધન તમારી વિનંતિએ પૂરું પાડ્યું અને મેં એ વિનંતિ સ્વીકારી લીધી: "તો ભલે, હવે સ્હવારે જ જઇશ." પણ એ વિનંતિનો ઉતાવળે સ્વીકાર કરવામાં મેં ભૂલ કરી હતી એમ મને ત્યારે જ સમજાયું, કે જ્યારે મેં તમારા વદન ઉપર આશ્ચર્ય પ્રકટેલું જોયું. પણ હું શું કરું? ઉગ્ર મનોભાવે મારી પાસે એ ઉતાવળ કરાવી હતી. મારા સ્વીકારથી તમે આનંદ તો દર્શાવ્યો, પરન્તુ એ આનંદની પાછળના આશ્ચર્યની ઝાંખી હું કરી શકતી હતી. આજે હું તમારા એ આશ્ચર્યને સમજી શકું છું. હવે હું સમજું છું કે એક સ્ત્રીનું દિલ એક પુરુષને પોતાની જાત અર્પણ કરવા માટે ગમે તેટલું આતુર હોય, તોપણ તેણે આનાકાનીનો ઢોંગ કરવો જોઇએ, ભય કે તિરસ્કારનાં નખરાંય કરવાં જોઇએ! ખૂબ આતુરતાથી અને આગ્રહથી, માયાવી જૂઠી વાતોથી અને સમજાવણી ફોસલામણીથી કિંવા નાજુક વચનોથી સ્ત્રીની સંમતિ મેળવેલી હોય, તો જ તે એક રસિક પ્રસંગ બનેલો લેખાય! હું જાણું છું કે જે ધંધાદારી વેશ્યાઓ હોય છે અથવા તો ભોળી ને કાચી વયની છોકરીઓ હોય છે, તેઓ જ માત્ર આવાં આમંત્રણોને ખુલ્લે ખુલ્લા હકારથી સ્વીકારી લેતી હોય છે. મારી બાબતમાં તો મારી ખુલ્લે ખુલ્લી સંમતિ એક અનંત ઝંખનાનો પ્રકટ ધ્વનિ હતો, વર્ષોથી વેઠેલી વેદનાનો ઊભરો હતો, પણ તે તો કમે ક્યાંથી સમજી શક્યા હો?

ગમે તેમ, પણ મારી એ રીતભાતથી તમારું ધ્યાન તો આકર્ષાયું. તમને હું કાંઇક રસ પમાડનારી વસ્તુ બની ગઇ. જ્યારે આપણે વાતો કરતાં પાછાં ફર્યાં ત્યારે મને આપણી વાતો પરથી લાગ્યું કે તમે કોઇ પણ રીતે મારી વિશિષ્ટતા જાણવા મથતા હતા. તમારી નિરીક્ષણશક્તિ અને માનવના ઊર્મિલ જીવનનો તમારો અભ્યાસ તથા અનુભવ એ બધાંથી તમે તુરત જ કળી ગયા કે આ

સ્રીમાં કાંઇક અસાધારણતા છે, આ સુંદર અને આનંદી છોકરીના દિલમાં કાંઇ ગુપ્ત રહસ્ય ભર્યુંપડ્યું છે. તમારી કુતૂહલવૃત્તિ જાગ્રત થઇ અને તમે મર્મગામી પ્રશ્નો પૂછવા લાગ્યા, તે ઉપરથી મને જણાઇ આવ્યું કે તમે મારા રહસ્યમાંથી મારું હૃદય પકડી પાડવા યત્ન કરતા હતા. પણ હું તો ઉડાઉ જવાબો આપ્યા કરતી હતી. હું મારા દિલનું ગુહ્ય તમારી પાસે ખુલ્લું કરું, તે કરતાં હું તમને એક મૂર્ખ છોકરી લાગું એ મારે મન વધારે ઇષ્ટ હતું.

છેવટે હું તમારી સાથે તમારા બંગલામાં ફરીથી દાખલ થઇ. પ્રિયતમ! હવે હું જે કહું છું તે માટે હું પહેલેથી તમારી માફી માંગી લઉં છું. તમારી સાથે સાથે તમારા દિવાનખાનામાં દાખલ થવું તેનું મારે મન કેટલું મહત્ત્વ હતું તે તમે સમજી શકો તેમ નથી. તે વખતે હું અંતરના ઉલ્લાસથી કેવી ઉન્મત્ત બની ગઈ હતી, આનંદથી ગૂંગળાઈ જતી હતી, તે તમે ક્યાંથી જાણો! અત્યારે પણ એ સમય સ્મૃતિમાં ઊભરાય છે ત્યારે મારી આંખો અશ્રુભીની થયા વિના રહેતી નથી; પણ હવે તો આંખોમાં આંસુ પણ રહ્યાં નથી. તમારા બંગલામાંની દરેકે દરેક ચીજ મારી સ્મૃતિમાં અંકિત થઈ ગએલી જ હતી. દરેક વસ્તુ મારા બાલ્યાવસ્થા કાળની ઝંખનાના સ્મૃતિચિહ્નરૂપ હતી. બંગલાના દ્વાર તરફ મેં હજારો વાર મીટ માંડી તમારાં દર્શનની પ્રતીક્ષા કરી હતી. બંગલાની બારીઓમાં લાખો વાર દૃષ્ટિપાત કરીને અંદર તમે બેઠા છો કે નહિ તે જોયું હતું. તમારું દ્વાર ઊઘડવાનો અવાજ હું બીજા સેંકડો અવાજોમાંથી ઓળખી શકતી હતી અને એ અવાજ થતો ત્યારે તમારાં દર્શન માટેની જાણે ઘંટડી વાગી હોય તેમ મારા મનમાં થતું અને હું બહાર દોડી આવતી. આ બંગલાની ચોખૂંટ હદની અંદર જ મારી બાલ્યાવસ્થા અને તે કાળની ઊર્મિઓ બંધાઇ ગયાં હતાં. એ હદમાં જ મારું ઊર્મિમય જીવન પુરાયું હતું અને આજે એ ઊર્મિઓની તૃપ્તિ થઈ

રહી હોવાથી મારા અંતરમાં ઉલ્લાસનું તોફાન જાગ્યું હતું. અહા હું તમારા મકાનમાં, તમારા ખંડની અંદર, તમારી જ સાથે જઈ રહી હતી, એ ભાન જ કેવું સુખદ હતું!

હવે હું ક્યા શબ્દોમાં આગળ લખું? મને જે કાંઇ શબ્દો જડે છે તેમાં જ લખું છું. તમારા બંગલાના દ્વારની બહારની મારી સૃષ્ટિ મારી વાસ્તવિક સૃષ્ટિ હતી, સૂની અને તેજહીન. પૂર્વ જીવનમાં એ સૃષ્ટિ મેં ક્યાં ઓછી જોઈ હતી? પણ દ્વારની અંદરની સૃષ્ટિ મારી બાલ્ય કાળની કલ્પનાઓથી ખચિત એવી એક દિવ્ય સૃષ્ટિ હતી! જે દ્વારે ઓળંગીને હું અત્યારે અંદર જઇ રહી હતી, તે દ્વાર તરફ મેં હજારો વાર બળ-બળતી આંખે મીટ માંડી હતી. તે વખતે મારો ચિત્તસાગર કેવો ઘુઘવાટ કરી રહ્યો હશે! તે એક જ ક્ષણની મારી ચિત્તસ્થિતિનો જરા સરખો ખ્યાલ પણ તમને કયાંથી હોય? મેં તમને એ ખ્યાલ આવવા દીધો જ નહોતો.

---

# ૧૦

## " મારો પુત્ર અત્યારે મૃત્યુ પામ્યો છે, તે તમારો પણ હતો ! "

તે રાત્રિ મેં તમારી સાથે ગાળી.

તમને એ સ્વપ્ન પણ નહોતું કે તમારી પહેલાં કોઈ પણ પુરુષે મારા દેહનું દર્શન કર્યું નહોતું કે સ્પર્શ પણ કર્યો નહોતો. પણ એ બાબતનો ખ્યાલ તમને કેવી રીતે આવે ? મારા દિલમાં ભીતિ હતી કે કદાચ મારા પ્રેમનું રહસ્ય મારાથી ખુલ્લું પાડી દેવાશે, એટલે મેં કશો વિરોધ કર્યો નહિ, લજ્જાળુતા દાખવી નહિ, આનાકાની પણ કરી નહિ અને મેં મારી જાતને સમર્પણ કરી દીધી. તેથી તમે ખરેખર ચોંકી ગયા હશો, ભયભીત થઈ ગયા હશો. સહેલાઈથી મળે તે લેવું, સહેલાઈથી અપાય તે આપી દેવું, એવો તમારો સ્વભાવ છે. જેમાં મુશ્કેલી પડે, જેમાં કાંઈ વિચાર કરવો પડે તે તમને ગમતું નથી. સરળતા સિવાયનું બધું તમારે મન એક જાતની ગૂંચવણ હોય છે એટલે તમે ગૂંચવણમાં પડવા ઇચ્છો જ શાના ? કોઈની ભાગ્યરેખાની સાથે ગુંથાઈ જવું એ પણ તમારે મન ગૂંચવણભરેલું તથા ભયજનક હોય છે, એટલે જ ઊછરતી જુવાન વયમાં વિધુર થયા છતાં

તમે ફરીથી પરણ્યા નહિ હો. તમે આખી દુનિયાને તમારું સર્વ કાંઈ સહેલાઈથી સમર્પણ કરવા ઇચ્છો છો ખરા, પણ જરાએ આત્મભોગ આપવા તમે તૈયાર નહિ થવાના.

હું તમને કહું છું કે મેં મારી જાત તમને એક સાચી કુમારિકા તરીકે સમર્પણ કરી હતી, તે ઉપરથી તમે કશી ગેરસમજમાં પડશો નહિ. હું તમારી ઉપર કોઈ જાતનો આરોપ મૂકતી નથી, તમારી ઉપર કશો દાવો કરવા માંગતી નથી. તમે કાંઈ મને લલચાવી નહોતી, ઠગી નહોતી, ફસાવી નહોતી. મેં જ તમોને મારી જાત મારી મેળે અર્પણ કરી હતી અને પછી મારા ભાગ્યને ભેટવાને હું ચાલી નીકળી હતી. એ રાત્રિના પરમ સૌભાગ્યને માટે તો તમારી પ્રત્યે આભાર સિવાયની બીજી કોઈ લાગણી મેં કદાપિ ધરાવી નથી. એ રાત્રે એ અંધારા ખંડમાં મેં જ્યારે આંખો ઉઘાડી હતી અને તમે મારી બાજુએ હતા, ત્યારે મને એમ જ લાગ્યું હતું કે જાણે હું સ્વર્ગમાં હોઉં ! સ્વર્ગ ઉંચા ઉંચા આકાશમાં હોય છે અને હું સ્વર્ગમાં હોવા છતાં તારાઓ કેમ દેખાતા નથી, તેવા આભાસથી હું ક્ષણભર આશ્ચર્યચકિત થઈ હતી ! પ્રિયતમ ! ખરેખર, એ રાત્રે મેં કરેલા દેહાર્પણને માટે હું કદાપિ પસ્તાઈ નથી. જ્યારે તમે મારા પાસામાં ઊંઘતા હતા, જ્યારે હું તમારા શ્વાસોચ્છ્વાસ સાંભળી રહી હતી, તમારા દેહને સ્પર્શી રહી હતી, હવે તો હું તમારી અત્યંત નિકટ છું એવું ભાન અનુભવી રહી હતી, ત્યારે મારું એ સુખસંવેદન મારી આંખોમાંનાં અશ્રુને બહાર આકર્ષી રહ્યું હતું.

હું પરોઢમાં જ તમારી પાસેથી વિદાય થઈ ગઈ. મારે આઠ વાગતાંમાં કામ પર ચડવાનું હતું, અને રાત્રે હું મારી ઓરડી પર પાછી ફરી નથી એ છુપાવવાનું પણ હતું.

જ્યારે હું જવાને તૈયાર થઈ, ત્યારે તમે મારા ગળામાં બાહુ

નાંખીને કેટલીય વાર સુધી મને જોઇ રહ્યા. તે વખતે મારા મનમાં થયું કે તમારા મગજમાં પડોશમાં રહેતી એક સુંદર છોકરીનું સ્મરણ થઇ રહ્યું હશે? કે પછી જે સુખાનુભવ મેં કર્યો હતો તેથી હું ખરેખર સુંદર બની હતી અને તમે મને તેથી જ જોઈ રહ્યા હશો? તમે મારા ઓઠ પર ચુંબન લીધું અને હું ચાલી. મેં બે ડગલાં ભર્યાં, તમે પણ મારી સાથે બે ડગલાં ચાલ્યા, અને મને તમે થોભાવી. તમારા દિવાનખાનામાં પેલું મીનાકારી કરેલું સુંદર પુષ્પતબક હતું, તેમાંથી સફેદ ગુલાબનો ગુચ્છ લઇને તમે મારા હાથમાં આપ્યો. અહો! કેવી મધુરી એ ભેટ હતી મારે મન! તે વખતે કોણ જાણતું હતું કે એ ભેટ મારા ચિત્તમાં વજ્રલેપ થઇને રહેવાની હતી!

હું બંગલામાંથી બહાર નીકળું તે પહેલાં મેં તમારે મુખે જ સાંભળ્યું કે તે દિવસે સાંજે તમે બહારગામ જવાના હતા. કોઈ ગામમાં લેખકસંમેલન થવાનું હતું અને તેમાં ભાગ લેવા તમે જવાના હતા. તમારી એવી મુસાફરીઓએ મને કેટલીય વાર સંતાપ ઉપજાવ્યો છે, તે અત્યારે સાંભરે છે. ફરીથી હું તમને ક્યારે મળી શકીશ એ વિચારે મને ઉદ્વિગ્ન બનાવી મૂકી. તમે મારું નામ પૂછ્યું પણ એ પ્રશ્ન જ હું ગળી ગઇ. તમે મારું સરનામું માંગ્યું અને મેં તમને અમદાવાદના એક વર્તમાનપત્રના જાહેરખબર ખાતાના બોકસ નંબરનું જ સરનામું આપ્યું, પણ નામ ન જ આપ્યું. મારા દિલનું રહસ્ય એ રીતે મેં જાળવી રાખ્યું-તમને કળવા દીધું નહિ, અને હું ચાલી નીકળી.

બીજે દિવસે બોકસ નંબરની ફી આપીને મેં વર્તમાનપત્રની ઓફીસમાં નામ નોંધાવ્યું, અને જાહેરખબર પછીથી આપવાનો વાયદો કર્યો. આઠ દિવસ વહી ગયા, પરન્તુ તમારો કશો પત્ર આવ્યો નહિ એટલે મેં જાહેરાત આપી: "તમે પાછા આવી ગયા છો? તો લખો બોકસ નંબર...ઠે...પત્રની ઓફીસ." પણ બીજા આઠ દિવસ સુધી રાહ જોયા છતાં તમારો કશો પત્ર આવ્યો નહિ!

પછી તો મહીનો ગયો, બે મહિના પણ ગયા. હું વિચાર કરતી...પણ આશા અને નિરાશાની વચ્ચે મનને વેઠવી પડેલી એ વેદનાની વાત હું તમને નહિ કહું. મારે તમારો કશો વાંક કાઢવો નથી, કશી ફરિયાદ કરવી નથી. ઉદાર પણ બેવફા, પ્રેમાળ પણ ભૂલકણા, જેવા તમે છો તેવા જ તમે મને પ્રિય છો. એ બે મહિના દરમ્યાન તમે ક્યારના ય આવી ગયા હતા. તમારા બંગલાની કાચની બારીઓની અંદરનો દીવાનો પ્રકાશ તમારા આગમનની વાત મને કહેતો. મેં ફરીથી એ જ બોક્સ નંબરની એવી જ જાહેરાત છપાવી, એવી શંકાથી કે તમે કદાચ મારું સરનામું ભૂલી ગયા હો, પરંતુ તમારો જવાબ ન જ આવ્યો. તમે જ મારું સરનામું માંગ્યું હતું, તમે જ મને પત્ર લખવાની ઈચ્છા બતાવી હતી, પરંતુ આટલી યાદ આપવા છતાં તમે મને ન જ સંભારી અને એક કાગળનો કકડો પણ લખ્યો નહિ. અત્યારે મારા જીવનની છેલ્લી ઘડીઓ ચાલી રહી છે, તે વખતે પણ, જેને મારું જીવન મેં સમર્પણ કર્યું છે એવા મારા પ્રિયતમના હાથે લખાયલી એક લીંટી પણ મારી પાસે નથી! મેં ખૂબ રાહ જોઈ, નિરાશામાં હું ડૂબી ગઇ, પણ ન તો તમે મને કોઇ રીતે બોલાવી, ન તો એક મીઠો શબ્દ પણ લખી મોકલ્યો.

મારો પુત્ર અત્યારે મૃત્યુ પામ્યો છે, તે તમારો પણ હતો. હા, તે તમારો પુત્ર હતો, પેલી રાત્રિના સુખાનુભવે સંપડાવેલું એ બાળક હતું. તે રાત્રિથી માંડીને બાળકનો જન્મ થયો ત્યારસુધી હું તમારી જ રહી હતી. તમારા સ્પર્શથી જાણે હું પવિત્ર થઈ હોઉં એમ મને લાગતું એટલે કોઈ પણ બીજા પુરુષનો સ્પર્શ કરવા હું તૈયાર થઉં એ અસંભવિત જ હતું. વહાલા! એ તમારો પુત્ર હતો. મારા પૂર્ણ જાગ્રત પ્રેમ અને તમારી સુકોમળ પણ બેદરકાર વૃત્તિ: બેઉનું એ બાળક હતું. આપણું બાળક, હા, આપણું એ એકનું એક બાળક!

આ જાણીને તમે કદાચ ચોંકી ઊઠશો, અથવા તો માત્ર થોડા

આશ્ચર્યચકિત થશો. તમે આશ્ચર્યથી પૂછશો: તો પછી આ છોકરાની બાબત મેં તમને કોઈ વાર કહી કેમ નહિ? આટલાં વરસ કેવળ મૌન રહીને અત્યારે–જ્યારે એ છોકરો છેલ્લી ઊંઘમાં પડ્યો છે, મને એકલી મૂકીને ચાલ્યો ગયો છે અને પાછો ફરવાનો નથી ત્યારે–હું તમને એના સંબંધી વાત કેમ કહું છું? પણ હું તમને એ વિષે કેવી રીતે કહી શકત? હું અજાણી–અજ્ઞાતા છોકરી હતી, તમારી સાથે રાત ગાળવાને અત્યંત આતુર બનેલી કુમારિકા હતી, સ્વેચ્છાથી જ મેં મારી જાત સમર્પણ કરી હતી. એક અજ્ઞાતા છોકરી–નામ વિનાની બાળા થોડા સહવાસ પછી તમને–એવફાને પૂરી વફાદાર રહી હોય એ વાત જ તમે કદાપિ માની શકત નહિ. તમે એ છોકરાને તમારા પોતાના છોકરા તરીકે નિઃશંક રીતે કદાપિ સ્વીકારત જ નહિ. દેખાવની ખાતર તમે કદાચ મારા શબ્દો ઉપર વિશ્વાસ દાખવત, તો-પણ તમારા દિલમાં તો શંકા રહી જ હોત કે મેં તમારા જેવા વિદ્વાન, ધનવાન અને પ્રતિષ્ઠિત પુરુષ ઉપર બીજા કોઈ પ્રેમિકથી જન્મેલા પુત્રના જનકત્વનો ભાર ઓઢાડી દીધો છે. તમે જરૂર શંકાશીલ બનત. મારી અને તમારી વચ્ચે અવિશ્વાસની કાળી છાયા હમેશાં રહ્યાં કરત, એ મારાથી વેઠી શકાય તેમ હતું જ નહિ. વળી હું તમને સારી પેઠે ઓળખું છું. તમે તમારી જાતને ઓળખતા હો, તે કરતાં પણ કદાચ હું તમને વધારે સારી પેઠે ઓળખતી હોઉં. પ્રેમને તમે ચિંતારહિત થવાનો, દિલને હળવું કરવાનો, ચિત્તને સંપૂર્ણ આરામ આપવા માટેનો એક ઉપાય માનો છો અને તેટલા જ માટે તમે પ્રેમ દાખવો છો, તેમજ ઈતરના પ્રેમને સત્કારો છો. તમારે માથે એકાએક એક બાળકના જનકત્વનો ભાર કે આક્ષેપ આવી પડ્યો હોત, અણુચિંતવી જવાબદારી ઊભી થઈ હોત, તો તમે ચિંતાતુર બની ગયા હોત. છૂટકારાનો શ્વાસ એ જ તમારે માટે જીવનનો ઉચ્છ્વાસ છે, એટલે હું તો તેથી તમને બંધન કરતી બેડી જેવી જ લાગત; અને અત્યંત ભારથી તમારું મન તથા તમને

જીવન દબાતું–બંધનમાં પડતું લાગત. તમે તમારી પોતાની ઇચ્છાની વિરુદ્ધ થઈને પણ ઊંડા અંતરથી તો મને એ માટે ધિક્કારત જ. કદાચ અત્યારે જ–આ પત્ર વાંચો છો ત્યારે જ હું તમને ભારરૂપ લાગતી હોઇશ, તમે મને ધિક્કારી રહ્યા હશો. પરંતુ જીવનપર્યંત હું તમને ભારરૂપ કે ચિંતારૂપ ન બનું, એ તો મારી એક મગરૂરી હતી. તમને ભારરૂપ બનવું, તે કરતાં એ બધો ભાર મારે પોતે જ ઉપાડી લેવો એ મને વધારે ગમતું હતું. જે જે વ્યક્તિઓ સંબંધે વિચારતાં કે જેમને સંભારતાં તમારા દિલમાં સુકોમળ પ્રેમ, સંમાન અને આભારની લાગણી જ જન્મે, તેવી વ્યક્તિઓમાંની હું એક હોઉં તો કેવું સારું, એવું હું ઇચ્છ્યા કરતી હતી. પરંતુ વસ્તુતઃ તમે મારા સંબંધે કદાપિ વિચાર જ કર્યો નહિ. તમે મને કેવળ વિસરી જ ગયા.

---

૧૧

## "નરકમાં જઈને પણ જો એ જ પુનરનુભવ કરવાનો હોય, તો હું તે ખુશીથી કરું!"

હું તમારા પર કશો આરોપ મૂકતી નથી. ખરેખર, મારે કશી શિકાયત કરવાની નથી. મારી કલમમાંથી કોઇ કોઈ વાર રોષનાં ટપકાં પડે તો તમે મને ક્ષણભર ક્ષમા કરજો. તમારે મને ક્ષમા કરવી જ ઘટે, કારણકે મારો પુત્ર, આપણો પુત્ર, મારી દૃષ્ટિ સમીપે મૂએલો પડ્યો છે. મને તો ઈશ્વર ઉપર પણ ગુસ્સો ચડ્યો છે અને મેં તેને ખૂની કહી પોકાર્યો છે, કારણકે શોકના ઊભરાથી મારું ચિત્ત અસ્વસ્થ બની ગયું છે. તો તમે મને આ માટે ક્ષમા આપજો. હું જાણું છું કે તમે દયાળુ દિલના છો અને હમેશાં મદદ કરવા તત્પર પણ હો છો. તદ્દન અજાણ્યો માણસ પણ તમારી સમીપે આવીને એક શકુન નાંખે કે તુરત તમે તેને મદદ કરવા તૈયાર થાઓ તેવા છો. પણ તમારી દયાળુતા એક વિશિષ્ટ પ્રકારની છે. તેને મર્યાદા હોતી નથી. કોઈ વ્યક્તિ બેઉ હાથે જેટલું લઈ શકે તેટલું તેને તમારી પાસેથી મળી જાય છે; અને તોપણ મારે કહેવું પડે છે કે તમારી માયા–દયા મંદ મંદ જ વહે છે. તમારી પાસે આવીને

કોઈએ કાંઈ માંગણી જ કરવી જોઈએ. જેઓ તમારી પાસેથી મદદ માંગે તેને જ તમે મદદ કરો છો. તમે મદદ કરવામાં કાંતો લાજથી લેવાઓ છો અને કાંતો નબળાઈથી દોરાઓ છો, પણ મદદ કરવાના ઉમંગથી મદદ કરતા નથી. મારે તમને ખુલ્લેખુલ્લું કહેવું પડે છે કે જેઓ દુઃખ અને દર્દથી રિબાતાં હોય છે તેઓ તમને તમારા સુખી બાંધવો કરતાં વધુ વહાલાં નથી. આવા–તમો જેવા માણસ પાસેથી કાંઇ માંગવું, એ ખરેખર બહુ દુષ્કર છે, પછી ભલે તમે બીજાઓ કરતાં વધારે દયાળુ હો.

એક વાર, જ્યારે હું મુગ્ધ છોકરી હતી, ત્યારે મેં મારી ઓરડીના બાંકોરામાંથી જોયું હતું કે તમારે બારણે એક ગરીબ માણસ ખરડામાં કાંઈ પૈસા ભરાવવા આવ્યો હતો; ત્યારે તમે તેને પૈસા આપ્યા હતા. તમે તેને તુરત જ પૈસા આપી દીધા હતા, અને તેની ગરીબ સ્થિતિનું વિવેચન પણ તેને મુખેથી પૂરું સાંભળવાની રાહ જોઇ નહોતી. પણ તે વખતે મેં જોયું હતું કે તમારામાં કાંઇક અકળામણ હતી, અધીરાઈ હતી, જાણે તમે એ ભિખારી માણસના કંટાળામાંથી ઉતાવળે છૂટવા ઇચ્છતા હો. તમે જાણે તેનું મ્હોં જોવાથી કંટાળી જતા હો, તેમ તમે તેની સામે પણ પૂરું જોયું નહોતું. આમ કંટાળીને–અકળાઈને મદદ આપવાની તમારી ભીરુ રીતિ હું જરાએ વિસરી નથી. મદદના બદલામાં સામો માણસ આભારના બે શબ્દો બોલે, તે સાંભળવાનું પણ તમને ગમતું નહિ. આ જ કારણથી મારી મુસ્કેલીના કાળમાં હું તમારી પાસેથી કશી મદદ માંગવા આવી નહોતી.

મારું બાળક તમારું હોવા વિષે તમને શંકા પડી હોત તો-પણ મને જોઈતી મદદ તમે જરૂર આપત તે હું જાણું છું. તમે મારે માટે સુખે રહેવાની સગવડ કરી આપી હોત, તમે મને પૈસા–પુષ્કળ પૈસા પણ આપ્યા હોત; પણ છૂપી અકળામણથી, મુસ્કેલીને

ઝટપટ દૂર હડસેલી દેવાના છુપા તલસાટથી પ્રેરાઇને જ તમે મને મદદ કરી હોત. હું એમ માનું છું કે તમે મને બાળક આવ્યાં પહેલાં તેનાથી છૂટકારો મેળવવાની કદાચ સલાહ આપી હોત. સૌથી વધારે મોટો ભય તમારી એ સલાહનો જ મને લાગતો હતો, કારણકે તમે મને જેમ કહો તેમ જ મારે કરવું જોઈએ, એવી મારી સમજ હતી. પરંતુ એ બાળક તો મારે મન મારું સર્વસ્વ હતું.

તે તમારું બાળક હતું; તે પુનર્જન્મ પામેલા તમે પોતે હતા; સુખાળવા અને લહેરી એવા તમે નહિ, એવાને તો હું રાખી શકવાની કદાપિ આશા ન ધરાવી શકું; પણ મારા પોતાના જીવનના તાણા-વાણામાં વણાઇ ગએલા એવા તમે હતા, મારા અને તમારા હાડ-માંસ-ચામની એ સમન્વિત આકૃતિ મારા પોતાને માટે જ મને પ્રાપ્ત થઇ હતી. હું તેને કેમ જવા દઉં ? મેં તેને બરાબર પકડી રાખી. મારી નસોમાં તમારું જીવંત રુધિર ફરી રહ્યું હોય એમ મને લાગ્યા કરતું. હું તમને ઉછેરતી, વહાલ કરતી, ચુંબન લેતી, દિલ ચાહે તેટલી વાર. તે જ કારણથી જ્યારે મેં જાણ્યું કે એ રાત્રિ પછી મારામાં ગર્ભસંચાર થયો છે ત્યારે મને ખૂબ-ખૂબ આનંદ થયો હતો, અને મેં એ વાત તમારાથી છૂપી કેમ રાખી તે પણ મેં તમને હવે કહ્યું છે. તે દિવસથી તમે મારી પાસેથી છૂટીને નાસી જઇ શકો તેમ નહોતું: તમે મારા જ થયા હતા.

પણ તમે એમ ન માની લેતા કે મારી સગર્ભાવસ્થાનો કાળ મેં પહેલાં ધાર્યું હતું તેમ સુખે વ્યતીત થયો હતો. એ કાળ મારે માટે શોક અને ચિંતાથી ભરપૂર હતો. માનવજાતની નીચતાને તિરસ્કારતાં મેં એ કાળ વીતાવ્યો હતો. હું ખૂબ મુશ્કેલીઓમાં આવી પડી હતી. પાછલા મહીનાઓમાં હું કામ કરી શકું તેમ નહોતું, કારણકે જો મારી સાથેની બીજી નર્સો મારી સ્થિતિ જાણી જાય તો તેઓ મામાને ખબર આપે, એવો મને ભય હતો. મામા પાસેથી

તો હું પૈસા મંગાવી શકું નહિ અને કામ છોડી દઉં તો મારી પાસેના થોડા પૈસા ક્યાં સુધી પહોંચે ? એટલે મેં મામાની તબિયત ખરાબ હોવાનું બહાનું કાઢીને વડોદરે જવા બે માસની રજા લીધી; પણ હું વડોદરે ન ગઈ. મેં શહેરના એક એકાંત ભાગમાં એક નાની ઓરડી ભાડે લીધી અને હું ગુંથણકામ જાણુતી હતી તે દ્વારા થોડી આવક કરવા માંડી. એ આવક ઓરડીના ભાડા પૂરતી થઇ શકે તેમ હતું અને ખાવાનું તો મારે મારી પાસેના પૈસામાંથી જ કાઢવાનું હતું. પૂરે વખતે હું જ્યારે પ્રસૂતિગૃહમાં ગઈ ત્યારે મારી પાસે થોડા રૂપિયા હતા, પણ એ થોડામાંથીય થોડા પ્રસૂતિગૃહમાં ચોરાઈ ગયા !

તમારો પુત્ર એ જાહેર પ્રસૂતિગૃહમાં કેવળ ગરીબ સ્થિતિમાં જન્મ પામ્યો. ધનિક કુટુંબની સ્ત્રીઓ તો પ્રસૂતિગૃહમાં શાની આવે ? ગરીબ અને મુખ્યત્વે કરીને મજૂર વર્ગની સ્ત્રીઓ ત્યાં આવતી હતી. એ ગરીબાઈભર્યા વાતાવરણમાં ગરીબ બની ગએલી અને ત્યક્તા માતાને પેટે તેનો જન્મ થયો. એ સુવાવડખાનાનો ઓરડો મને કેવો ભયંકર લાગતો હતો ! ત્યાં બધી સ્ત્રીઓ જ હતી, પણ એક બીજીથી પરસ્પર સદ્ભાવ કે સહાનુભૂતિ વિનાની. સૌને પોતપોતાની જ પડી હોય, ત્યાં મારા જેવીની એકંદર સ્થિતિ પૂછવા કે જાણવા કોણુ નવરું હોય ? બીજી સ્ત્રીઓનાં તો સગાં પણ તેમની ખબર પૂછવા આવતાં, પણ મારી પાસે આવનાર કોઈ ક્યાં હતું ? એ ગંદા અને ગીચોગીચ ભરેલા વોર્ડમાં ચારે બાજુએ ક્લોરોફોર્મ, આયડોફોર્મ અને લોહીની જ મિશ્ર ગંધ આખો દિવસ ને રાત પ્રસરી રહેતી. પીડાતી સ્ત્રીઓની ચીસો અને ઉંહકારા તથા અવતરેલાં બાળકોના રુદનથી શાંતિનું તો ત્યાં નામનિશાન નહોતું. આવા વોર્ડોમાં દર્દીનું કાંઈ વ્યક્તિત્વ રહેતું જ નથી; માત્ર ખાટલા ઉપર ટાંગેલા કેસમાં નામ અને નંબર હોય છે એટલું જ. અને બિછાનામાં

સૂતેલી પ્રસુતા તો લોહીમાંસના એક ગચિયા કરતાં વધારે દર્શનીય પણ હોતી નથી. પ્રસુતિગૃહના વડાને માટે કે તેના મદદનીશોને માટે તે કદાચ અભ્યાસની વસ્તુ માત્ર હશે!

આવી બાબતો તમને લખું છું, તે માટે તમે મને ક્ષમા કરશો. ફરીથી એ વિષે હું તમને કાંઇ નહિ કહું. દસ વરસ સુધી હું મૂગી રહી છું, અને થોડા કલાકોમાં જ હું હમેશને માટે મૂગી બની જવાની છું. વધુ નહિ તો એક વાર તો મારે રુદન કરીને તમને જણાવવું જ હતું કે કેવા મોંઘા મૂલ્યે આ બાળક મને પ્રાપ્ત થયું હતું. એક વખત જે મારા આત્માના આનંદરૂપ હતો તે પુત્ર અત્યારે મૃત્યુની ગોદમાં સૂતો છે. તેના જન્મસમયની મારી વેદનાઓને તેનાં મધુરાં સ્મિતોએ અને તેના કિલકિલાટે ભુલાવી દીધી હતી. અત્યારે જ્યારે તે મરણ પામેલો પડયો છે, ત્યારે અનેકવિધ વેદનાઓમાં પુનઃ ચૈતન્ય આવ્યું છે. એટલે એકાદ વાર તો મારે એ વેદનાઓ રડવાની જ હતી અને અત્યારે તે સમય આવ્યો. પરન્તુ હું તમારો વાંક કાઢતી નથી. વાંક તો છે એ ઇશ્વરનો—હા, ઇશ્વરનો જ, કારણકે આ હેતુરહિત વેદનાઓનો નિર્માતા તે જ છે. તમારી ઉપર મેં એકાદ વાર પણ ગુસ્સો કર્યો નથી. પ્રસુતિકાળની અપરિમિત શારીરિક વેદનાને સમયે પણ તમારી તરફ મેં ચિત્તની અપ્રસન્નતાને વહાવી નથી. તમારા પ્રેમાળ સમાગમની રાત્રિને માટે પણ મેં કદાપિ પસ્તાવો કર્યો નથી. જે ઘડીએ તમે મારા જીવનમાં પ્રવેશ કર્યો તે ઘડીને ધન્ય માનતાં કે તમારી તરફ પ્રેમ વહાવતાં હું કદાપિ અટકી ગઇ નથી. મેં શું કર્યું છે તે હું જાણું છું અને નરકમાં જઇને પણ જો એ જ સમય અને કરણીનો પુનરનુભવ કરવાનો હોય, તો હું તે ખુશીથી કરું...એક વાર નહિ પણ અનેક વાર.

---

૧૨

## સાધારણ વેશ્યાનો ધંધો તો મેં નહોતો કર્યો, છતાં મેં મારા દેહને વેચ્યો હતો !

**આપણો** પુત્ર મૃત્યુ પામ્યો અને તેને તમે એકે વાર ઓળખ્યો નહિ કે જોયો પણ નહિ. એ તેજસ્વી નાનો છોકરો તમારી દૃષ્ટિએ એક વાર પણ ચડ્યો નથી કે તમારી આંખો તેના પર ક્ષણભર ઠરી રહી નથી. તમારા પુત્રનો જન્મ થયા પછી લાંબા વખત સુધી હું તમારી દૃષ્ટિથી દૂર રહી. તમારા દર્શન–મિલન માટેની મારી ઝંખના પહેલાં કરતાં ઓછા આવેગવાળી બની હતી. હા, હું માનું છું કે હું તમને પહેલાં કરતાં ઓછા આવેગથી ચાહતી હતી. હવે મારી પાસે તમારો પુત્ર હતો, એટલે તમારા માટેની મારી પ્રેમઝંખના મને બહુ વેદના ઉપજાવતી નહિ. તમારી અને તેની વચ્ચે હું મારા દિલના ભાગ પાડી દેવા ઇચ્છતી નહોતી, એટલે મારી જાત તમને સોંપવા હું ઇચ્છતી નહોતી. તમે તો સુખી હતા, મારા પર તમારો કશો આધાર નહોતો, પરંતુ છોકરાનો બધો આધાર મારા પર જ હતો, તેને મારી જરૂર હતી, તેને મારે ઉછેરીને મોટો કરવાનો હતો; અને વળી હું તેને ચુંબન લઈ શકતી અને ખોળામાં ખેલાવી શકતી. તમારે માટે પહેલાં મારા ચિત્તમાં જે સતત ઝંખના રહ્યા કરતી હતી, તે

ઝંખનાનું મારું દર્દ જાણે શમી ગયું હોય એમ મને લાગ્યું. તમારી જ એ પ્રતિકૃતિનો જન્મ થતાંની સાથે જાણે મારા પરનો દુઃખનો પહાડ ખસી ગયો હોય એમ જણાયું. અને હવે તો એ પ્રતિકૃતિ-દ્વારા તમે જ મારા પોતાના હતા ને! હવે ભાગ્યે જ મારી લાગણીઓ પહેલાંની પેઠે દોડી–દોડીને તમને તમારા બંગલામાં જોવા માટે ભટકવા નીકળતી.

તમને સાંભરે છે કે તે રાત્રે તમે મને સફેદ ગુલાબનો એક ગુચ્છ અર્પણ કર્યો હતો? એવો જ સફેદ ગુલાબનો ગુચ્છ તમને કોઈ અજાણ્યો માણસ વર્ષે એક વાર પહોંચાડી જતો, તે સ્મૃતિમાં આવે છે? એ મોકલનારી હું હતી અને તમારો જન્મદિવસ બરાબર યાદ રાખીને જ તે દિવસે તમને એ ફૂલો હું મંગલ ભાવના સાથે મોકલતી હતી. પણ આ ભેટ કોણ મોકલે છે એવો સવાલ એકાદ વાર પણ જો તમારા દિલમાં ઊભો થયો હોત! દસ–દસ વર્ષનાં વહાણાં વાઇ ગયાં, પણ એક્કે વર્ષે એ સુકોમળ પુષ્પોની ભેટ તમને મોકલવાનું હું વિસરી ગઈ નથી. પણ એ ભેટ મોકલનાર કોણ છે તેવું તમારા મનને પૂછવાની પણ તમે પરવા ક્યાં કરી છે? એક છોકરીને તમે એવા પુષ્પગુચ્છની ભેટ આપી હતી એવું પણ કોઇ વાર તમને સાંભર્યું છે ખરું? સાંભર્યું હોય તોપણ તેની મને ખબર નથી, અને હવે ખબર પડવાનીએ નથી. તમારા તો અનેક સ્નેહીઓ રહ્યા, એવા કોઇ સ્નેહીની એ ભેટ હશે એમ માની તમે તમારા પુષ્પતબકને એ ગુચ્છ સોંપી દઈ કૃતકૃત્યતા માની લીધી હશે, અને બીજી સવારે નોકરે તેને ફેંકી દઈ નવા ગુચ્છથી પુષ્પતબકને શણગાર્યું હશે. પણ અંધકારમાં દટાઇ રહીને તમને એ ભેટ મોકલવી, એટલું જ મારે માટે તો પૂરતું હતું. તે ભેટ તમારા મન પર કાંઇ અસર કરે છે કે નહિ, તમને કાંઈ મધુર સ્મરણ થાય છે કે નહિ, એ કાંઇ મારે જાણવું નહોતું. વર્ષદિવસે એક વાર એ મધુર રજનીનું મધુર

સ્મરણ કરવું એ સિવાય મારી બીજી કોઇ આશા—આકાંક્ષા નહોતી.

તમે કોઈ દિવસ તમારા પુત્રને જોયો નહિ, પણ તે માટે હું તમને દોષ દેતી નથી. વાંક મારો છે. તમારી નજરથી દૂર જ મેં તેને સંતાડી રાખ્યો હતો એ જ વારો વાંક. જો તે તમારી નજરે પડ્યો હોત તો તમને તેના પર પ્રેમ ઉપજ્યા વિના રહેત જ નહિ. ઊંઘમાંથી જાગીને જ્યારે તે આંખો ઉઘાડતો ત્યારે તેના મુખમાંથી ઝરતું સ્મિત તમે કોઇ વાર જોયું નથી. તમારી આંખોના જેવી તેની બદામ જેવી આંખો હતી અને એ આંખો ઉઘાડીને જ્યારે તે મારી ભણી જોતો, ત્યારે મને ક્ષણવાર ભાસ થતો કે તમારી જ પ્રેમાળ દૃષ્ટિ મારી ભણી તાકી રહી છે. એવો તો તે તેજસ્વી અને મોહક મુદ્રાવાળો હતો કે તેના પર વહાલનો ઊભરો આવ્યા વિના રહે જ નહિ. તમારા જેવો જ ચપળ બુદ્ધિવાળો તે હતો. તેની આકૃતિ અને ઉમરના પ્રમાણમાં એ ગુણો તેનામાં દેખા દેતા. તમે જેમ જીવન સાથે ખેલ ખેલો છો, તેમ તે તેનાં રમકડાં સાથે ખેલતો; અને પછી જ્યારે તે જરા મોટો થયો ત્યારે તેની અભ્યાસની ચોપડીઓમાં જ જાણે ડૂબી જતો. ખરેખર, તમારો જ તે અવતાર હતો. ઉદારતા અને સહૃદયતા જે બે તમારા મુખ્ય ગુણો છે તે તેનામાં ધીરેધીરે સ્પષ્ટ સ્વરૂપ ધારણ કરતા જતા હતા; અને જેમ જેમ તે વધુ ને વધુ તમને મળતો થતો દેખાતો હતો, તેમ તેમ તેના ઉપર મને વધુ ને વધુ વહાલનો ઊભરો આવતો હતો. અભ્યાસ તે નિયમિત રીતે કરતો. તેના જેવા શુદ્ધ શબ્દોચ્ચાર તેની વયના તેના વર્ગના બીજા છોકરા કરી શકતા નહિ. તેની ચોપડીઓ સ્વચ્છ જ હોય અને તેની ઘરના લેસનની ચોપડીમાં જરાએ છેકછાક ન હોય. અહા ! કેવો સુંદર હતો એ નાનકડો પુરુષ ! હું કોઈ કોઈ વાર તેને બગીચામાં ફરવા લઇ જતી, ત્યારે અનેક વદનો તેને જોઇ રહેતાં, અને બાગમાં ફરવા આવેલાં બીજાં માબાપોનાં છોકરાં તેની પાસે આવીને એકઠાં થતાં. રમતમાં સરદારી તેને જ આપવાની બીજાં છોકરાંઓ માગણી

કરતાં. એટલો સુંદર, એટલો નમ્ર અને એટલો શાણો છોકરો તે હતો કે ન પૂછો વાત. ગયે વર્ષે તેની શાળાના સ્નેહસંમેલનની એક બાળનાટિકામાં તે રાજા બન્યો હતો, તેની કમરે નાની શી તલ્વાર લટકતી હતી અને માથે મુકુટ હતોઃ અત્યારે તે ખાટલામાં અચેતન બનીને પડ્યો છે, કાયમને માટે આંખ બંધ કરીને તે રૂસણું લઈ બેઠો છે!

તમે આશ્ચર્ય પામશો કે જો તેના જન્મકાળે હું તદ્દન ગરીબ હતી, તો પછી હું તેને આમ સરસ રીતે ઊછેરવાનાં અને ભણાવવાનાં સાધનો કેવી રીતે મેળવી શકી? વ્હાલા! હું અંધારે ઊભીને તમારી સમક્ષ બધો ખુલાસો કરું છું. જરાએ શરમ વિના કે સંકોચ વિના હું તમને બધુંય કહેવા ઇચ્છું છું. જરાએ ક્ષોભ ન પામશો. મેં મારા દેહને વેચ્યો હતો. હું ઘેર ઘેર ભટકતી ચામડી નહોતી બની, સાધારણ વેશ્યાનો ધંધો પણ મેં નહોતો કર્યો, છતાં મેં મારા દેહને વેચ્યો હતો. મારા મિત્રો અને ચાહકો ધનવાન હતા. પહેલાં તો મારે જ તેમને મેળવવા પડ્યા હતા, પણ પછી તેઓ જ મને શોધતા મારે ત્યાં આવતા હતા, કારણકે હું એક સુંદર સ્ત્રી હતી. તમે એ સુંદરતા જોઈ હતી કે નહિ તેની મને ખબર નથી; પણ જે જે પુરુષને મેં મારો દેહ અર્પ્યો હતો, તે તે પુરુષ મારી પ્રત્યે સ્નેહભીનો બન્યા વિના રહેતો નહિ. તે બધાનો મારા પર ચાહ હતો, સિવાય કે તમે એક, જેમને હું પોતે ચાહતી હતી.

મારી આ કરણીની વાત સાંભળીને હવે તમે મને ધિક્કારશોને? પણ મારી ખાત્રી છે કે તમે મને નહિ જ ધિક્કારો. હું જાણું છું કે તમે દરેક વસ્તુ બરાબર સમજી જશો અને જોઈ શકશો કે મેં જે કાંઇ કર્યું હતું, તે માત્ર તમારે અર્થે, તમારા પુત્રને માટે, તમારી બાલમૂર્તિને ખાતર કર્યું હતું. હું જ્યારે પ્રસુતિગૃહમાં હતી, ત્યારે ગરીબાઇનો તીવ્ર ડંખ મેં ચાખ્યો હતો. મેં જોયું કે આ ગરીબોની

દુનિયામાં જેઓ કચડાયલાં હોય છે, તેઓ જ બીજાનાં બલિદાન બને છે. તમારો પુત્ર, તમારું સુંદર બાળક એ ગરીબાઇની ગર્તામાં પડયું પડયું મોટું થાય, રખડતાં છોકરાંઓની સાથે ભટકે અને અંધારી ઓરડીની ઝેરી હવામાં ઊછરે એ મારાથી કોઈ રીતે ચલાવી લઇ શકાય તેમ નહોતું. એ કલ્પનાની સાથે જ હું ભયથી રોમાંચ અનુભવતી. એના સુકોમળ ઓઠ પર રસ્તે ભટકતાં ભિખારાંની ભાષા રમે તે મારાથી કેમ સાંભળી જાય? તેના કુંળા દેહ પર ચીંથરાં લટકે તે મારાથી કેમ જોયું જાય? તમારા પુત્રને તો દરેક સારામાં સારી વસ્તુ જ મળવી જોઇએ; તેની પાસે ધન હોવું જોઈએ, અને તે સુખમાં જ ઊછરવો જોઈએ, જીવનમાં તે તમારા પગલામાં પગ મૂકવાને સમર્થ બનવો જોઇએ અને જે સમાજમાં તમે રહો છો તે જ સમાજમાં તેને પણ સ્થાન મળવું જોઇએ.

મેં મારી જાત વેચી તેનું કારણ એ હતું.

---

૧૩

# તમારા પાસામાં જ બેસવું અને તમને સ્પર્શ પણ કરવો નહિ, એ કેવું મનોદમન છે!

**જાત** વેચવામાં મેં કશાનો ભોગ આપ્યો હોય એમ હું માનતી નથી. લોકો જેને ‘આબરુ’ અને ‘કલંક’ કહે છે તે શબ્દો મારે મન અર્થરહિત છે. તમે એકલા જ એવા પુરુષ હતા કે જેમને હું મારો દેહ અર્પણ કરી શકું અને તમે મારા પર પ્રેમ દાખવ્યો નહિ, એટલે મારા દેહનું હું જે કાંઈ કરું તેમાં વાંધો શો? મારા મિત્રો અને ગ્રાહકોનાં આલિંગન કે તેમની પ્રેમવર્ષા મારા અંતરાત્માના ઉંડાણને કદાપિ સ્પર્શી શક્યાં નથી, જોકે તેઓમાંના ઘણા તો એવા પુરુષો હતા કે જેમને માટે મને માન ઉત્પન્ન થયા વિના રહે નહિ. મારા પ્રેમની દશાનો જ્યારે હું વિચાર કરતી હતી, ત્યારે તેઓના મારી પ્રત્યેના પ્રેમને માટે મને તેમની પ્રત્યે સહાનુભૂતિ જ ઉત્પન્ન થતી હતી, પણ મારા અંતરાત્માથી તો તેઓ દૂર જ રહ્યા કરતા હતા. તે બધા પુરુષો મારી પ્રત્યે ખૂબ જ માયા દાખવતા હતા. તેઓ મને હુલ્લાવતા ફુલાવતા, અને મારા દેહ સાથે મોજ પડે તેવી રમત કરતા. તેઓ મારી પ્રત્યે લાગણી પણ પુષ્કળ દાખવતા. એમાંનો એક પ્રૌઢ વયનો પુરુષ વિધુર હતો, સરકારનું માનપાન પામેલો હતો,

તે મારાં સુખસગવડ અને મારા પુત્રના ભણુતર વગેરે તરફ ખૂબ ધ્યાન આપતો અને તેમાં જે કાંઇ અડચણ ઊભી થતી તે દૂર કરવાને પોતાની લાગવગ તથા શક્તિનો ઉપયોગ કરતો. એ પુરુષ મને એક પુત્રી સરખા પ્રેમથી ચાહતો. ત્રણ–ચાર વખત તેણે મને પોતાની સાથે લગ્ન કરવા કહ્યું. જો હું તેને પરણી હોત તો હું એક મોટા રાવ-બહાદુરની પત્ની તરીકે મહાલતી હોત અને મોટરમાં ફરતી હોત. મને કશી ચિંતા કરવાની જ ન રહેત, કારણકે મારા પુત્રને એક પ્રેમાળ પિતા મળ્યો હોત અને મને ધનવાન, માયાળુ તથા વિખ્યાત પતિ મળ્યો હોત. પરન્તુ મેં ના કહી. તેની ગણત્રી પ્રમાણે મારો એ દુરાગ્રહ હતો છતાં તે મેં પકડી જ રાખ્યો, જોકે તેથી તેના અંતરને દુઃખ થતું હતું એ હું જોઇ શકતી હતી.

કદાચ એ મારી મૂર્ખતા પણ હોય. મૂર્ખતા એટલા માટે કે મારું કોઈ સ્વજન હવે રહ્યું નહોતું. મામાએ મારી બધી વાત જાણી હતી અને તે મને શોધવા અમદાવાદ આવ્યા હતા, પણ હું સુવાવડ-ખાનામાં હતી એવું જાણીને તે પાછા વડોદરા ચાલ્યા ગયા હતા, તે ફરી દેખાયા જ નહોતા કે તેમણે મારી કશી વધુ તજવીજ કરી નહોતી. તેમણે ત્યારપછી મને પત્ર પણ લખ્યો નહોતો, કદાચ તેમણે મારા નામનું સ્નાન કરી નાંખ્યું હશે. હું બધું સમજી ગઈ હતી એટલે મેં તેમને મળવાનો કશો યત્ન પણ કર્યો નહોતો. આ સ્થિતિમાં મને સ્વજનની હૂંફની કેટલી જરૂર હોય તે તમે સમજી શકશો. તમને સ્વજન બનાવવાની મારી આશા નાશ પામી હતી, અને એ પ્રેમાળ પ્રૌઢ વયનો પુરુષ મારો સ્વજન બનવા માંગતો હતો, તેને મેં નાસી-પાસ કર્યો, એ એક રીતે મૂર્ખતા પણ ખરી. પણ મારા એ નકારનું કારણ હું તમારાથી નહિ છુપાવું. હું કોઈની સાથે લગ્ન કરીને મારી જાતને બાંધી દેવા ઇચ્છતી નહોતી. હું તદ્દન છૂટી રહેવા માંગતી હતી કેવળ તમારે માટે. મારી ચિદ્વૃત્તિ–મારો અંતરાત્મા મારી બાલ્યા-વસ્થાકાળનાં સ્વપ્નાં જ સેવ્યા કરતો હતો. કદાચ કોઇ દિવસ તમે મને

તમારી પાસે બોલાવો, ભલે પછી એ મુલાકાત માત્ર એકાદ કલાકની જ હોય. એ એકાદ કલાકના મિલનની સંભવિત આશાને આધારે મેં એની માંગણીનો અસ્વીકાર કર્યો હતો. તમે મને બોલાવો ત્યારે હું છૂટી હોઉં, તો જ એ આશા પાર પડે ને? હું કોઇથી બંધાઈ ગઈ હોઉં અને તમે મને મળવા માંગો, તો જે વ્યથા મને થાય તે વ્યથાની કલ્પના મને કોઇથી બંધાવાની ના પાડતી હતી. મારામાં પ્રથમ વાર નારીત્વ જાગ્રત થયું, ત્યારથી રાહ જોયા સિવાય—તમારી ઇચ્છાના જળબિંદુ માટે ચાતકવત્ મ્હોં વિકાસીને બેસી રહ્યા સિવાય મેં જીવનનો એક પણ દહાડો ગાળ્યો નથી.

છેવટે એ સંભવિત આશા પાંગરવાની એક ક્ષણ આવી. પરન્તુ તમે હજી નથી જાણતા કે એ ક્ષણ આવી હતી અને તે ક્યારે આવી હતી! જ્યારે એ ક્ષણ આવી હતી, ત્યારે તમે મને ઓળખી નહોતી. અરે, તમે મને કોઈ પણ દિવસ કોઈ પણ ક્ષણે ઓળખી જ નથી!

મેં તમને ઘણી વાર સભાઓમાં, સ્નેહસંમેલનોમાં અને સિનેમાઓમાં જોયા છે, તમે મને જોઇ છે, પણ તમે એકેવાર મને ઓળખી નથી. તે વખતે મારું હૃદય ધબકી રહેતું—આશાની ઉષ્માથી ચપળ બનતું, પરન્તુ તમે તો તે તરફ ધ્યાન આપ્યા વિના જ પસાર થઇ જતા.

બહારના દેખાવમાં હું ખૂબ બદલાઇ ગઈ હતી. એક વખતની ભીરુ છોકરી હવે એક તરુણી બની હતી. હું સુંદર મનાતી હતી. હું સુંદર અને મૂલ્યવાન્ વસ્ત્રો પહેરતી અને મારા શરીર પરનાં આછાં પણ કીંમતી ઘરેણાં મને કોઇકોઈની નજરમાં કોઈ ધનવાન વેપારીની ગૃહિણી ઠરાવતાં. તમારા શય્યાગૃહના આછા અજવાળામાં જેને તમે એક શરમાળ જુવાન છોકરી રૂપે જોઇ હતી, તેને તમે આવા દેખાવમાં ને ઠઠેરામાં કેવી રીતે ઓળખી શકો? કોઈ વાર હું મારા એકાદ મિત્રની સાથે બગીચામાં ફરવા ગઈ હોઉં, તમે પણ ફરવા

આવ્યા હો, અને આપણે મળી જઇએ. તમને વિદ્વાન લેખક તરીકે પિછાણીને મારો મિત્ર તમને દૂરથી કે નજીકથી નમન કરી કુશળતા પૂછે અને તમે સામેથી તેવો જ વિવેક કરતાં મારી સામે જોઇ લો, પણ તે વખતે તમારા ચહેરા પર પૂર્વ પરિચયની એકે રેખા ન હોય. તમે એક વિનયી અજાણ્યા પુરુષ રૂપે જ મને તેવા દરેક મિલન-પ્રસંગે દેખાયા છો, તમારા ચહેરા પર પેલી કોમળ સહૃદયતા પણ મને દેખાઈ છે, પણ ઓળખાણનો એક છાંટો પણ દેખાયો નથી. એ રીતે તમે મારાથી દૂર ને દૂર રહ્યા છો અને મારી આશાને છૂંદતા પણ રહ્યા છો.

તમારું એ અજાણ્યાપણું—તમારી એ અણઓળખાણ હું જાણતી થઈ હતી, તેથી જ એક વાર તો મને એ હૃદયવિદારક લાગી હતી. એમ બન્યું કે હું સિનેમા જોવા ગઇ હતી. મારી સાથે એક મિત્ર હતો. મારી બાજુની જ બોકસમાં તમે બેઠા હતા. થીએટરની બત્તીઓ હોલવાઇ અને મારું મન વ્યાકુળ થવા લાગ્યું. હું તમારું વદનમંડળ જોઈ શકતી નહોતી, પરન્તુ તમારો અસ્પૃષ્ટ સ્પર્શ હું સંવેદી શકતી હતી. હું તમારા શય્યાગૃહમાં પલંગમાં સૂતી હતી અને તમે મારા પાસામાં ઊંઘી રહ્યા હતા ત્યારે જેમ તમારો શ્વાસોચ્છ્વાસ હું સાંભળી રહી હતી, તેમ તે વખતે પણ હું તે સાંભળી રહી હતી. બેઠકના બનાતમઢયા હાથા પર તમારો કોમળ હાથ હતો; હું નીચી વળીને એ હાથને ચૂમી લેવા આતુર—આતુર બની ગઇ હતી. એ પ્રેમાળ હાથનો સ્પર્શ કેવો સુખદાયક હતો તે હું અનુભવી ચૂકી હતી એટલે તે સુખાનુભવનું સ્મરણ મને પ્રતિક્ષણે ઉશ્કેરી રહ્યું હતું. જેમ જેમ ફીલ્મ ચાલવા લાગી અને ફીલ્મમાંનાં દશ્યોથી પ્રેક્ષકોમાં તરેહવાર ઘોંઘાટ ઊપજવા લાગ્યો, તેમ તેમ મારી વ્યાકુળતા વધવા લાગી. તમારા હાથથી મારા ઓઠને દૂર રાખવાને મારે ખૂબખૂબ વ્યથા વેઠવી પડતી હતી, અને હવે તો મારાથી રહેવાતું જ નહોતું. અકળામણ પ્રતિક્ષણે વધતી હતી અને શું કરવું તે સૂઝતું નહોતું.

એટલામાં વિરામ પડચો, બત્તીઓ ફરીથી સળગી, અને મેં ઊઠી જતાં મારી સાથેના મિત્રને કહ્યું: "મારી તબિયત ઠીક નથી, હું જઉં છું."

"કેમ?" તેણે પૂછ્યું; પણ મેં કશો જવાબ ન આપ્યો.

તે પણ મારી પાછળ બહાર નીકળી ગયો.

અંધકારમાં તમારા પાસામાં જ બેસવું અને તમને સ્પર્શ પણ કરવો નહિ, એ કેવુ મનોદમન છે, તે તમને કહી બતાવવાની જરૂર છે ખરી? એ મનોદમન કરવા કરતાં પરિસ્થિતિને જ પલટાવી નાંખવી એ જ મને ઉચિત લાગ્યું અને તેથી હું થીએટરમાંથી નીકળીને સીધી ઘેર જ જતી રહી.

---

૧૪

## તમારા બંગલાનાં પગથિયાં આપણે એક વાર ફરીથી સાથે ચડયાં...

**પરન્તુ** જે ઘડી તે સમયે મને દુઃખદાયક થઇ પડી હતી, તેવી જ એક બીજી ઘડી આવી પહોંચી, તે તેવી દુઃખદાયક નીવડી નહિ.

એક વર્ષ પૂર્વેની એ વાત છે. તમારા જન્મદિવસ પછીનો એ દિવસ હતો. તમને તમારો જન્મદિવસ યાદ રહેતો હશે કે નહિ તે હું જાણુતી નથી, પરંતુ મારે મન તો દર વર્ષે એ એક ઉત્સવનો દિવસ જ બની રહેતો એટલે મને તે યાદ રહ્યા કરતો હતો. તે દિવસે પણ મેં સફેદ ગુલાબની એક ગુલછડી તમને મોકલી હતી. જે નોકરની સાથે મેં તે મોકલી હતી તે નોકરને તમે પૂછયું હતું કે કોની એ ભેટ છે. પણ મારી સૂચના મુજબ નોકરે તમને એવો જવાબ આપ્યો હતો કે તમારા એક હિતાકાંક્ષી મિત્રની એ ભેટ છે; અને તે એ ભેટ તમારા મેજ પર મૂકીને ચાલી નીકળ્યો હતો. અનેક મિત્રોવાળા એવા તમને એવી ભેટ અસાધારણ નહિ જ લાગી હોય, એટલે એ નામ વિનાની વ્યક્તિની ભેટથી તમને બીજાઓના જેવું આશ્ચર્ય પણ ક્યાંથી થયું હોય? એ ભેટથી મારા અંતરમાં જે સુખદ ઘડીઓનાં

સંસ્મરણ જાગતાં, તે સુખદ ઘડીઓ તમે તો ભૂલી જ ગયા હતા, એટલે મારા સરખાં સંસ્મરણ તમારામાં ન જ જાગે એ સ્વાભાવિક હતું. તે દિવસ મેં ખૂબ આનંદમાં ગાળ્યો. મેં એક ભાડાની મોટર લીધી અને તેમાં હું, આપણો પુત્ર અને એક નોકરડી એટલાં જણ બેસીને ફરવા નીકળ્યાં. આજનો દિવસ કેમ આનંદનો હતો, તે પુત્રથી સમજાયું નહિ એટલે તેણે મને એ વિષે પૂછયું. પહેલાં તો મેં તેનો પ્રશ્ન ઉડાવ્યો પણ બીજી વાર મેં તેને કહ્યું કે તું સૌથી પહેલો 'બા' શબ્દ જે દિવસે બોલ્યો હતો, તે જ આ દિવસ છે! એટલે પોતે બોલતાં શીખ્યો તે દિવસની આ વર્ષગાંઠ હતી એમ તેને સમજાવીને મેં તેનું કુતૂહલ શમાવ્યું.

અમે કાંકરિયે ગયાં, ત્યાં બોટમાં બેસી મોજ કરી; પછી ગામમાં ફરતાં મોટરની સહેલ કરીને એરોડ્રોમ પર ગયાં; ત્યાં વિમાનમાં બેસીને ઊડયાં અને આનંદ કર્યો. ત્યાંથી અમે બે–ત્રણ ઇસ્પિતાલોમાં ગયાં, ત્યાં જે દુઃખી ગરીબ દર્દીઓ હતાં તેમને પૈસા–કપડાં આપીને સંતોષી તેમના આશીર્વાદ લીધા. છેક છેલ્લે પહોરે ઘેર આવીને અમે ધરાઇને જમ્યાં.

બીજે દિવસે મને સિનેમામાં જવાની ઇચ્છા થઇ, પણ પુત્રને એવી ઇચ્છા નહોતી. તે વહેલો સૂઈ ગયો, એટલે હું નોકરડીને લઇને સિનેમામાં ગઈ. એ એક બીજું જ સિનેમા થીએટર હતું. તેમાં બોકસનાં જુદાં જુદાં કમ્પાર્ટમેન્ટ હતાં, અને દરેકમાં મઢેલા સોફા ખુરશીની માત્ર બે જ હારો હતી. આગલી હારમાં જઈને હું અને ચાકરડી બેઠાં અને જરા મોડેથી આવેલા પ્રેક્ષકો પાછલી હારમાં બેઠાં. બત્તીઓ હોલવાઇ અને કોઇ નવી ફીલમનું ટ્રેઇલર શરુ થયું. તે પૂરુ થયું, અને બત્તીઓ થઇ, ત્યારે સહેજ પાછળ દૃષ્ટિ કરતાં જ મેં જોયું કે તમે બરાબર મારી પાછળના સોફામાં જ બેઠા હતા. તે જ ક્ષણે મારી અને તમારી દૃષ્ટિનું મિલન થયું. એ દૃષ્ટિ-

મિલને મારાં રોમેરોમમાં ઝણઝણાટી પ્રસારી દીધી. હું ધ્રૂજી ગઈ, આંખો નીચી ઢળી ગઈ અને ફરીથી આંખો ઊંચી થતાં જ મેં તમારી દૃષ્ટિમાં અનેરી સુકોમળતા ઊભરાતી નિહાળી અને તત્ક્ષણ મેં દૃષ્ટિને પાછી બોલાવી લીધી.

પછી ફીલ્મમાં શું આવ્યું અને શું ગયું તેની મને ખબર રહી નહિ. પેલી વખતે જે લાગણીનો ઉત્પાત મારા અંતરમાં મચ્યો હતો, તેથી જુદા જ પ્રકારનો ઉત્પાત આ વખતનો હતો. તે વખતે તમને ખબર નહોતી કે હું તમારી બાજુમાં છું, માત્ર હું જ જાણતી હતી કે તમે મારી બાજુમાં બેઠા છો. પણ આ વખતે આપણ બેઉનું દૃષ્ટિમિલન થયું હતું અને મારા અંતરમાં આશાનાં ઝરણાં ફૂટતાં હતાં. પરન્તુ આ વખતે ય તમે મને ઓળખી હોય એવી ખાત્રી મને નહોતી. તમારી આંખોમાં ઊભરાયલી સુકોમળતા એક અજાણી રૂપ-સુંદરીને પાસે બેઠેલી જોઇને જન્મી હોય એ પણ બનવાજોગ હતું. પરંતુ મારું મન ચંચળ બની ગયું. એ ચંચળતા નહિ સહન થવાથી હું પાસે બેઠેલી નોકરડી સાથે કાંઈ કાંઈ વાતો કરીને હૃદયને હળવું કરવા મથવા લાગી. એ વાતો ફીલ્મનાં દશ્યોને લગતી જ હતી, પરંતુ નોકરડીની અનિચ્છા છતાં હું તેને દશ્યો સમજાવવા વારંવાર બોલ્યા કરતી હતી! એ એક પ્રકારનો ભાવોદ્રેક હતો, તે તમે સમજી જશો એવી મારી ખાત્રી હતી અને ફીલ્મનો વિરામ પડ્યો ત્યારે મારી એ ખાત્રી સાચી પડી.

વિરામ પડ્યો એટલે હું બેઠક પરથી ઊઠી, એવો ભાવ બતાવવાને કે હું જરા બહાર ટહેલવા જઇ આવું. તમે પણ ઊઠ્યા, પણ ઊઠતી વખતે તમે મારી સામે જોઇને મસ્તકને એવી સૂક્ષ્મ ગતિથી હલાવ્યું કે જે મારા સિવાય બીજા કોઇના લક્ષમાં જ આવી શકે નહિ. વાતચીત માટેનું એ આમંત્રણ હતું.

હું, મારી ચાકરડી અને તમે એમ ત્રણે બહાર નીકળ્યાં. તમે

એક દિશામાં ગયા અને અમે બીજી દિશામાં ગયાં. બેઉની મિલનની ઉત્સુકતા છતાં વચ્ચે કયું આવરણ અટકાવ કરી રહ્યું હતું તે મને સમજાતું નહોતું.

હજી તો વિરામ પૂરો થવાને બહુએ વાર હતી અને અમે બેઠક પર પાછાં ફર્યાં તથા તમે પણ પાછા ફર્યા! બેઠક પર બેસવાનું જ મને અને તમને વિશેષ ગમતું હતું, છતાં બેઉએ બહાર ફરી આવવાનો જ દંભ શું કર્યો નહોતો? હા, પણ એ તો પેલા કવિઓ કહે છે તેવો એક પ્રકારનો અભિસાર ને?

હજુ બત્તીઓ ચાલુ જ હતી અને હું સોફામાં ત્રાંસી બેસીને આડી આંખે તમારી ભણી જોયા કરતી હતી. તમે એ દૃષ્ટિપાતનો મર્મ, એ દૃષ્ટિમાંનો અનુરાગ સમજી ગયા અને તુરત મને બહાર આવવાનો સ્પષ્ટ ઈશારો કરીને ફરીથી ઊઠી બહાર ગયા.

એટલામાં બત્તીઓ બુઝાઈ અને ફીલ્મ ચાલુ થઇ. બેઠકો પર પ્રેક્ષકો યથાયથ આવીને બેસવા લાગ્યા. હવે મારામાં હિંમત આવી. જે આવરણ અત્યારસુધી મને થોભાવી રહ્યું હતું તે ગયું અને મેં ચાકરડીને કહ્યું: "હું જરા બહાર જઉં છું. થોડી વાર રહીને આવીશ, હોં!"

હું ઊઠીને બહાર નીકળી. પ્રવેશદ્વારની નજીક તમે મારી રાહ જોતા જ ઊભા હતા. મને જોતાં તમારા વદન ઉપર ઉત્સાહનું તેજ ચમકી ઊઠ્યું. ઓઠ ઉપર સ્મિતને નચાવતા તમે એક ડગલું આગળ આવ્યા. તે વખતે મેં જોઈ લીધું કે તમે મને પિછાણી નહોતી. વર્ષો પહેલાંની બાલિકા કે તમારી સાથે રાત્રિ ગાળનારી છોકરી ત્યારે તમારી સામે ઊભી હતી તે તમારા ખ્યાલમાં જ નહોતું. એક વાર ફરીથી મારી ને તમારી વચ્ચેની એ નવી ઓળખાણ હતી—નવો પરિચય હતો.

તમે ધીરે સ્વરે મને પૂછયું: "એકાદ કલાક મારી સાથે આવી શકશો ?"

તમારા સ્વરમાં એવો વિશ્વાસ ધબકતો હતો કે હું હા જ પાડીશ, કારણકે તમે મને એક એવી સ્ત્રી માની રહ્યા હતા કે જેને થોડા રૂપિયાના બદલામાં એકાદ રાત માટે ખરીદી શકાય છે.

મેં કહ્યું: "હા."

એ સાચા દિલનો સ્પષ્ટ હાકાર હતો. એક વાર જ્યારે તમે મને રાત્રિ તમારા બંગલામાં જ રહી જવાનું સૂચન કર્યું હતું અને મેં જેવા સ્પષ્ટ ભાવે એ સૂચન સ્વીકારી લીધું હતું તેવો જ સ્પષ્ટ મારો તે સમયનો 'હા'કાર હતો.

"તો કહો, આપણે ક્યાં અને ક્યારે મળીશું ?"

મેં જવાબ આપ્યો: "જ્યારે તમારી ઇચ્છા હોય ત્યારે."

તમે મારી આંખો સમીપે હો, ત્યારે લજ્જાને હું વિસરી જતી.

પણ મારા એવા સ્પષ્ટ હાકારથી તમે જરા ચોંકી ગયા. આશ્ચર્ય અને કુતૂહલની મિશ્રિત ભાવરેખા તમારા વદન પર પથરાઈ ગઈ. મેં જ્યારે તમારા બંગલામાં રાત ગાળવાની હા કહી હતી, ત્યારે પણ તમને એવું જ કુતૂહલમિશ્રિત આશ્ચર્ય ઉત્પન્ન થયું હતું. તમે પૂછયું: "અત્યારે ?" મેં કહ્યું: "હા !" તમે બોલ્યા: "ચાલો ત્યારે !"

બસ, એટલી જ વાર; અને હું તમારી સાથે ચાલી નીકળી! મને તે વખતે કાંઈ જ વિચાર ન થયો એમ નહોતું. ચાકરડીને તો હું અંદર બેસાડીને આવી હતી અને થોડી વારમાં પાછી આવું છું એમ મેં તેને કહ્યું હતું. એ થોડી વાર કેટલી હશે તેની તેને ખબર નહોતી. દરમ્યાનમાં ફીલ્મ પૂરી થાય, ચાકરડી મુંઝાય, તે ઘેર એકલી

જાય, ઘેર છોકરો ઊંઘતો હોય અને જાગીને પૂછે કે "બા ક્યાં?" તો તે શો જવાબ આપે, એ બધા વિચારો મને તે ક્ષણે મૂંઝવણ સમાન લાગ્યા હતા. પરન્તુ તમારી મધુરી વાણી શ્રવણ કરવાના અને તમારા ઓષ્ટસ્પર્શની સુષમાનું સંવેદન કરવાના ફરી આવેલા સુયોગની તુલનામાં એ મૂંઝવણની શી વિસાત હતી? અત્યારે જ્યારે બધુંય વિનાશ પામવા બેઠું છે, ત્યારે હું તમને આ કહું છું કે મારો તમારી પ્રત્યે કેવો પ્રેમ હતો. હું માનું છું કે જો હું મૃત્યુને બિછાને પડી હોઉં અને તમે મને તમારી પાસે બોલાવો, તોપણ બિછાનામાંથી ઊઠીને દોડી આવવાની શક્તિ મારામાં જાગ્રત થયા વિના ન રહે.

થીએટરને બારણે તમે એક ભાડાની મોટર મંગાવી અને તેમાં બેસી આપણે તમારે બંગલે ગયાં. એક વાર ફરીથી તમારો સ્વર મારા કાનમાં ગુંજવા લાગ્યો, એક વાર ફરીથી તમારી નજીક—તમને સ્પર્શીને બેસવાની ઝણઝણાટી મેં અનુભવી અને લાંબા સમય પછીના એ સુખસંવેદનથી હું આનંદમત્ત બની ગઈ. તમારા બંગલાના પગથિયાં આપણે એકવાર ફરીથી સાથે ચડયાં, ત્યારે વર્ષો પહેલાંનું સુખસંવેદન કેવું નવેસરથી જાગ્રત થયું તેનું બરાબર વર્ણન હું કરી શકતી નથી. ભૂત અને વર્તમાન બેઉ કાળનાં સંવેદનો મારામાં કેવાં ઓતપ્રોત થયાં હતાં તેનું વર્ણન શું વાણીથી પર નથી? મારું જીવન—મારું અસ્તિત્વ જ જાણે તમારામાં વિલીન થઇ જતું હોય એવો અનુભવ તે વખતે હું કરી રહી હતી.

તમારા નિવાસખંડોમાં બહુ ફેરફાર થયો નહોતો. થોડાં ચિત્રો વધ્યાં હતાં, ઘણીબધી ચોપડીઓ વધી હતી, એકાદ બે આરામ-ખુરશીઓ વધી હતી, તોપણ એ બધું જૂનાં સ્મરણોને જ તાજાં કરતું હતું. તમારા મેજ ઉપરના પુષ્પતબકમાં હજી પેલી મેં મોકલેલી સફેદ ગુલાબની છડી શોભી રહી હતી. પણ તમને ક્યાં ખબર હતી

કે એ ભેટ મોકલનારી સ્ત્રી જ અત્યારે તમારી સાથે ત્યાં આવી છે અને તેના જ કંઠમાં તમે હસ્તારોપણ કરી રહ્યા છો! પરન્તુ મારી પુષ્પની ભેટને તમે યથોચિત સ્થાન આપ્યું છે, એ રીતે હું એક અજાણ્યો સત્કાર પામી રહી છું, મારા પ્રેમોચ્છ્વાસ તમને અંધકારમાં રહીને પણ ઉષ્મા આપી રહ્યા છે, એ જોઈને મને ખૂબ જ સંતોષ થયો.

---

## ૧૫

# "મને પિછાણો, છેવટે તો મને પિછાણો !" એ જ મારી આંખોનો આર્તનાદ હતો

તમે મને તમારા બાહુપાશથી ઘેરી લીધી. એક વાર ફરીથી એ આનંદરાત્રિ મેં તમારી સાથે ગાળી. પણ તોએ તમે મને પિછાણી શક્યા નહિ. જ્યારે તમારાં આલિંગનો મારા દેહમાં કંપારી જગાવી રહ્યાં હતાં, ત્યારે તમારે મન એક પ્રેમાળ સુંદરી અને એક સૌંદર્ય વેચતી સ્ત્રી એ બેઉ વચ્ચે કશો તફાવત હોય એમ મને લાગતું નહોતું. તમારો વિકારાવેગ પોતાના જ આવિષ્કારમાં કેન્દ્રિત થઈ રહેતો. પણ મારે મન તો તમે પ્રેમાળ અને આદરણીય હતા, જોકે તમે મને એક અજ્ઞાતા જ માનતા હતા. જૂના સુખસંવેદનનાં સંભારણાંથી બેહોશ બનેલી હું તે વખતે પણ તમારા સ્વભાવનાં બેઉ પાસાં જોઈ રહી હતી. બુદ્ધિ અને લાગણી બેઉનું અદ્ભુત મિશ્રણ તમારા સ્વભાવમાં હતું. એ મિશ્રણે મારી બાલ્યાવસ્થામાં તમારા પ્રતિ સ્વાર્પણવૃત્તિ જગાવી હતી. સમયાનુકૂળ માધુર્યનું આવું સંપૂર્ણ સંવેદન કોઈ પણ પુરુષ દ્વારા મેં સંવેદ્યું નથી. તે સમયે તમે નિજને સદંતર ભૂલી જઈ જે એકાત્મવૃત્તિ દાખવતા હતા, તેવી વૃત્તિ

મેં કોઈ પણ બીજા પુરુષમાં જોઈ નથી. હું પણ તે કાળે મારી જાતને ભૂલી જ જતી હતી. એ અંધારા ખંડમાં તમારી બાજુએ સૂતેલી હું કોણ હતી? શું હું જૂના વખતની એક અધીરી બાલિકા હતી? શું તમારા પુત્રની માતા હતી? શું હું એક અજ્ઞાતા જ હતી? એ અદ્ભુત આનંદરાત્રિને સમયે જેમ પ્રત્યેક સંવેદન એકી સાથે પૂર્વાનુભૂત હતું, તેમ જ નવું—અનનુભૂત પણ હતું! અહો! એ આનંદ અનંતજીવી નીવડે તો કેવું સારું, એમ મારા મનમાં થયાં કરતું હતું.

પરન્તુ પ્રભાત ઊગ્યું. આપણે જાગ્યાં ત્યારે સારી પેઠે દિવસ ચડી ગયો હતો. તમે મને ચાહ–પાણી માટે રોકી. આપણે ચાહ પીતાં શાંતિથી વાતો કરવા લાગ્યાં. તમારી સહૃદયતા અને નિખાલસતા પહેલાંના જેવી જ હતી અને તમારી વાતચીતમાં તે સ્પષ્ટ થતી હતી. પહેલાંની જેમ તમે કોઈ વિલક્ષણ પ્રશ્નો પૂછતા નહિ કે મારી જાત સંબંધે તમે કશું કુતૂહલ દાખવતા નહિ. તમે તે વખતે મારું નામ ન પૂછ્યું કે મારું સ્થાન પણ ન પૂછ્યું. પહેલાંની જેમ જ તમારે મન હું એક અજ્ઞાતા, નામવિહોણી અને કુતૂહલપ્રિય સ્વૈરિણી હતી. તમારે મન એ પ્રસંગ કશીએ કાયમી અસર વિનાનો અને સ્વાભાવિક માત્ર હતો, અને તે વીત્યો એટલે જાણે બધું પતી ગયું.

તમે મને કહ્યું કે તમે લાંબી મુસાફરીએ જવાના હતા અને કાશ્મીર પ્રદેશમાં તમે બે ત્રણ મહિના ગાળવાના હતા. એ શબ્દો મારા પર વજ્રાઘાતરૂપ બની ગયા. “બસ, પતી ગયું, વીતી ગયું, અને ભૂલાઈ ગયું!” મને ઇચ્છા થઈ આવી કે તમારે પગે પડું અને રડતી રડતી કહું: “મને તમારી સાથે લઈ જાઓ, કે જેથી છેવટે તમે મને ઓળખી શકો, એટલાં વર્ષો વીતી ગયા પછી પણ તમે મારા દિલને પિછાણી શકો!” પણ હું બીકણ હતી, ભીરુ હતી, નબળા મનની હતી. માત્ર એટલું જ હું બોલી શકી: “ખરે-

ખર, શોકની વાત!" તમે મંદ હસીને મને જોઇ રહ્યા અને બોલ્યા : "ખરેખર, તમને શોક થાય છે?"

ક્ષણભર તો હું જડવત્ બની ગઈ. હું ઊઠી અને તમારા પર મીટ માંડી રહી અને પછી બોલી : "જે માણસ પર મારો પ્રેમ છે, તે હમેશને માટે મુસાફરીએ ગયો છે." હું તમારી આંખો તરફ જ સીધું તાકી રહી. મેં વિચાર્યું : "હવે, હવે તો જરૂર તે મને ઓળખી કાઢશે!" પણ તમે તો માત્ર હસ્યા અને મને આશ્વાસન આપતા હો તેમ બોલ્યા: "મુસાફરીએ ગયેલો માણસ અમુક વખત પછી પાછો જરૂર આવે છે." મેં જવાબ આપ્યો : "હા, તે પાછો આવે છે, પણ તે વખતે બધું ભૂલી ગયો હોય છે."

હું ધારું છું કે એ શબ્દો હું ખૂબ જ લાગણીપૂર્વક બોલી હોઇશ, કારણકે તેથી મને તમારું દિલ હલી ગએલું લાગ્યું. તમે પણ ઊઠ્યા અને મારી તરફ આશ્ચર્ય તથા કોમળતાથી જોઇ રહ્યા. તમે મારા ખભા ઉપર તમારા હાથ મૂક્યા અને બોલ્યા : "મધુરી વાતો ભૂલી જવાતી નથી અને હું તમને ભૂલી જઇશ નહિ."

તમારી આંખો મને ધ્યાનપૂર્વક જોઇ રહી હતી, જાણે તમે મને તમારા ચિત્તમાં મૂર્તિમંત કરવા મથી રહ્યા હો. જ્યારે તમારી તીવ્ર દૃષ્ટિ મને સ્પર્શી રહી, જ્યારે મારા વ્યક્તિત્વને સંશોધી રહેલી તમારી આંખો હું જોઇ રહી, ત્યારે મારાથી કલ્પના કર્યા વિના રહેવાયું નહિ કે હવે છેવટે તમારી આંખો આડેનો અંધત્વનો પડદો તૂટી જશે. "હવે તે મને ઓળખશે, જરુર ઓળખી કાઢશે."

પણ તમે મને ન ઓળખી. ના, ના, તમે ન જ ઓળખી! પહેલાં જેવી હું તમારી દૃષ્ટિએ અજ્ઞાતા હતી, તેવી જ તે વખતે પણ અજ્ઞાતા જ હતી! તેમ ન હોત તો થોડી મિનિટો પછી તમે જે એક કાર્ય કર્યું તે કાર્ય તમે ન કર્યું હોત.

તમે મને ફરીથી ગાઢ ચુંબન લીધું. મારા વાળ વીંખાઇ ગયા હતા, તેથી મારે તે જરા સમા કરી બાંધવાના હતા. હું અરીસા સામે ઊભી રહી અને અંબોડો છોડી ફરીથી બાંધવા લાગી. તે વખતે મેં જોયું–અરીસામાંના પ્રતિબિંબમાં જોયું કે તમે મારી બાજુએ ઊભા રહીને ધીરેથી મારા કબજાના ખીસ્સામાં બે નોટો સેરવી રહ્યા હતા. એ જોઈને હું શરમ અને તિરસ્કારથી જાણે સેવાઇ ગઈ. તે ક્ષણે હું ચિત્કાર કરી ઊઠી હોત, મેં તમારા ગાલ ઉપર તમાચો ચોડી દીધો હોત. મેં તમારી સાથે રાત ગાળી હતી તેની તમે કીંમત ચૂકવતા હતા! જે તમને બચપણથી ચાહતી આવતી હતી, જે તમારા પુત્રની માતા હતી, તેના સ્ત્રીત્વનું મૂલ્ય કાગળના બે ટુકડાથી તમે ચૂકવવા ઇચ્છતા હતા! ત્યારે તમારે મન તો થીએટરમાંથી હાથ લાગેલી હું એક અજાણી તુચ્છ વેશ્યા જ હતી ને? તમે મને ભૂલી જવા ઇચ્છતા હતા, એટલું જાણે પૂરતું ન હોય તેમ તમે મને મારા સ્ત્રીત્વની કીંમત આપીને અને મને વેચાણની વસ્તુ ગણીને તુચ્છ લેખી રહ્યા હતા.

તેથી મારા દિલને એટલું દુઃખ થયું કે હવે હું જલદી અહીંથી છૂટું તો ઠીક, એમ મારા મનમાં થઇ આવ્યું.

મેં જલદી–જલદી અંબોડો ફરીથી બાંધી લીધો. મારો રેશમી રુમાલ મેજ પર પડ્યો હતો તે મેં ઊંચકી લીધો. મેજ ઉપર સફેદ પુષ્પગુચ્છથી શોભતું ફ્લાવર વાઝ મારી ભણી હસી રહ્યું હતું. તેના પર નજર પડતાં મને એકદમ તીવ્ર ઇચ્છા થઈ આવી કે તમારી સુપ્ત સ્મૃતિને જગાડવા હું એકાદ છેવટનો યત્ન કરી જોઉં. મેં પૂછ્યું: “આ ગુચ્છમાંથી એક ફૂલ આપશો?” તમે જવાબ આપ્યો: “કેમ નહિ?” અને આખો ગુચ્છ જ ફ્લાવર વાઝમાંથી ઉપાડીને તે તમે મને આપ્યો.

મેં કહ્યું : " પણ કદાચ આ ગુચ્છ તમને કોઈ તમારા મિત્ર કે સખીએ ભેટ આપ્યો હશે. "

તમે જવાબ આપ્યો: " એમ પણ હોય. મને ખબર નથી. કોઇએ તે ભેટ મોકલેલો છે પણ કોણે મોકલ્યો છે તે હું જાણતો નથી. "

તે વખતે મેં તીવ્રતાથી કહ્યું : " કદાચ તમને તે કોઈ એવી સ્ત્રીએ પણ મોકલ્યો હોય કે જેને તમે વિસરી ગયા હો ! "

તમે મારા એ શબ્દો સાંભળીને આશ્ચર્ય પામ્યા. મેં તમારી તરફ વધારે તીવ્રતાથી જોયું. " મને પિછાણો, છેવટે તો મને પિછાણો ! " એ જ મારી આંખોનો આર્તનાદ હતો. પણ તમારા મંદ હાસ્યમાં–સહૃદય સ્મિતમાં પિછાણનો એક તંતુ પણ નહોતો. તમે પુનઃ મને ચુંબન લીધું, પણ તમે મને ઓળખી શક્યા નહિ જ.

હું હવે જલદીથી ચાલતી થઇ, કારણકે મારી આંખોમાંથી આંસુ બહાર ધસી આવતાં હતાં અને એવી આંખે હું તમને જોવા ઇચ્છતી નહોતી. હું દિવાનખાનામાંથી લોબીમાં આવી અને જ્યાં પગથિયાં ઊતરવા માંડું છું ત્યાં તમારો ચાકર સામો મળ્યો. તે મને જોઈ રહેતો મારા માર્ગમાંથી આઘે ખસી ગયો. નાસી જવાનાં ત્વરાભર્યાં ડગલાં ભરતાં મેં આંસુભરી આંખે તેની ભણી જોયું, અને એ વૃદ્ધ નોકરના ચહેરા પર ઓચિંતો ચમકારો ખીલી ઊઠ્યો. તે ક્ષણે તે મને ઓળખી ગયો હતો. મારી બાલ્યાવસ્થામાં તેણે મને જોઇ હતી, પણ ત્યારપછી તેણે મને કોઇ વાર જોઈ નહોતી, આજે જ માત્ર જોઇ હતી, છતાં તે મને ઓળખી ગયો. તે ક્ષણે મારું હૃદય એટલું ઉપકૃત બની ગયું કે તેને પગે પડવાની મને ઇચ્છા થઈ આવી, પણ એવું સાહસ તો હું ન કરી શકી. પણ તમે મારા ખીસ્સામાં સેરવી દીધેલી પેલી બે નોટો–સો સો રૂપિયાની બે નોટો

મેં બહાર કાઢીને તેનો ડૂચો વાળી એકદમ તેના હાથમાં પકડાવી હું છટકી ગઇ. તે મને ભય અને આશ્ચર્યથી જોઇ રહેતો સ્તબ્ધ ઊભો. મારા જીવનની તમને જે કાંઇ સમજણ પડી હોય તે કરતાં વધારે સમજણ તેને પડી હોવી જોઇએ એમ મને એ ક્ષણે લાગ્યું. મારા પરિચયમાં જે કોઈ આવ્યા છે તે બધા મારા સ્ત્રીત્વને લૂંટવા મથ્યા છે, અને મને માયાળુતાનાં પુષ્પોથી તેમણે વધાવી પણ છે. પણ તમે, માત્ર તમે જ મને વિસરી ગયા છો. તમે, માત્ર તમે જ મને કદાપિ પિછાણી શક્યા નહિ.

---

૧૬

## "એ મારી છેલ્લી માંગણી છે..."

**મા**રો પુત્ર, આપણો પુત્ર મૃત્યુ પામ્યો છે. મને 'મારું' કહીને સંબોધે એવું કોઈ સ્વજન હવે રહ્યું નથી. આખા જગતમાં તમે જ એવા છો કે જે હજી મને 'મારી' કહી શકો ખરા. પણ હવે મારા તમે કોણ? તમે મને કોઈ વાર પિછાણી તો છે નહિ. તમે એકાદ નાના વહેળાને પાર કરીને ચાલ્યા જતા મુસાફર જેવા છો. મુસાફર જેમ વહેળો પાર કરીને પાછું વાળી જોવા થોભતો નથી, તેમ તમે પણ મારા જીવનને ખૂંદતા પસાર થઈ ગયા છો, જ્યારે હું તો અનંત કાળ સુધી તમારી તરફ–તમારા આગમનના માર્ગ તરફ માત્ર મીટ માંડીને તમારી જ પ્રતીક્ષા કરી રહી છું. એક વાર મેં એવો તરંગ સેવ્યો હતો કે હું તમને મારા પોતાના જ કરીને પકડી રાખી શકી છું, હું તમને બાળસ્વરૂપે મારા કરી શકી છું, પણ છેવટે તો તે તમારો જ પુત્ર હતો ને! આજ રાત્રે તે પણ મારી પાસેથી છટકીને મુસાફરીએ ઊપડી ચૂક્યો છે; તે મને વિસરી ગયો છે અને ફરી પાછો આવવાનો નથી. એક વાર ફરીથી હું એકલી

બની ગઇ છું. મારા પર એવી એકલતા ઝઝૂમી રહી છે કે જે મેં કદાપિ જોઈ કે અનુભવી નથી.

તમારી પાસેથી મળેલું એવું અત્યારે મારી પાસે કશું નથી. બાળક નથી, એકાદ લીંટી લખેલો પત્ર નથી, કે તમારી સ્મૃતિ-પ્રદેશનો નાનોસરખો ખૂણો પણ નથી. જો કોઈ તમારી પાસે મારું નામ બોલે, તો તે નામ પણ તમને કોઇ અજ્ઞાતાનું જ લાગ્યા વિના ન રહે! આ રીતે હું તમારી દૃષ્ટિએ તો મરણ પામેલી છું, તો પછી મરણ પામીને જ મારે આનંદાનુભવ ન કરવો શું ? તમે મારી પાસેથી દૂર ચાલ્યા ગયા છો, તો શું મારે પણ દૂર ચાલ્યા જવામાં આનંદ માની લેવો ન જોઇએ શું ?

વ્હાલા ! હું તમારો વાંક કાઢતી નથી, તમારા આનંદી જીવન-પથમાં શોકના કાંટા પાથરવા હું ઇચ્છતી નથી. હું તમને જરાએ તકલીફ આપવા માંગું છું એમ માનીને બ્હીશો પણ નહિ. જ્યારે મારો પુત્ર મૃતાવસ્થામાં પડ્યો છે, ત્યારે–તે કરુણ સમયે આ પહેલી અને છેલ્લી વાર મારું હૃદય જે રોદન કરી રહ્યું છે, ને લાંબા વખ-તનો ઊભરો ઠાલવી રહ્યું છે, તે માત્ર ખમી લેજો–સાંભળી રહેજો, એટલી જ મારી વિનંતિ છે. માત્ર આ એક જ વાર મારે તમારી પાસે જે કહેવું છે તે કહી લેવું જોઈએ; અને પછી તો હું અંધ-કારમાં વિલીન થઇ જઈશ. પહેલાંની પેઠે જ હમેશને માટે મૂગી બની જઇશ. જ્યાંસુધી હું જીવીશ, ત્યાંસુધી મારી ચીસ તમે નહિ સાંભળો. જ્યારે હું મૃત્યુ પામી હોઇશ, ત્યારે જ આ પત્ર તમને મળશે. બીજી કોઇ પણ વ્યક્તિએ તમારા પર જેટલો પ્રેમ દાખવ્યો હશે તે કરતાં વધારે ઊંડેરા પ્રેમથી મેં તમને ચાહ્યા છે; પણ તમે તેને ઓળખી શક્યા નથી. હું હમેશાં તમારા તેડાની રાહ જોઇ રહી છું, પણ તમે મને કોઇ વાર બોલાવી નથી. એવી એક સ્ત્રીનો આ પત્ર અત્યારે તમે વાંચો છો. જ્યારે તમને આ પત્ર મળશે,

ત્યારે કદાચ તમે મને બોલાવશો; અને ત્યારે જીવનમાં પહેલી જ વાર મારે તમારા પ્રતિ બેવફા બનવું પડશે, કારણકે તમે જ્યારે મને બોલાવી હશે, ત્યારે તો હું મૃત્યુની ઊંઘમાં પડી ચૂકી હોઇશ અને તમારા બોલ હું સાંભળી શકીશ નહિ. તમને હું મારી છબી કે બીજું કશું સંભારણું પણ આપતી જતી નથી, જેવી રીતે તમે પણ મને કશું આપ્યું નથી. એવી છબીથી કે સંભારણાથી હવે કાંઇ તમે મને ઓળખવાના નથી. જીવનકાળે મારી એ દશા હતી અને મૃત્યુકાળે પણ મારી એ જ દશા થશે : હું અજ્ઞાતા જ રહીશ. મારા અંતકાળે હું પણ તમને બોલાવીશ નહિ. મારા નામ, ઠામ અને દર્શનથી તમને અજ્ઞાત જ રાખીને હું તમને છોડી મારે માર્ગે ચાલી જઈશ. મરવું એ મને દુઃખદાયક નહિ લાગે, કારણકે તમે દૂર હોવાથી મારા મૃત્યુની અસર તમને બહુ નહિ પહોંચે. મારું મૃત્યુ જો તમને દુઃખદાયક લાગત, તો મારાથી મરી શકાત નહિ.

હવે હું કાંઇ વધારે લખી શકતી નથી. મારું મસ્તક ભારે થઇ ગયું છે, મારાં હાડ દુઃખે છે, મને તાવ ચઢયો છે, મારે હવે સૂઇ જવું છે. કદાચ આજ રાત્રે જ બધીય પૂર્ણાહુતિ થઇ જશે; કદાચ દૈવ મારા પર એટલી કૃપા કરશે કે મારા પુત્રના મૃતદેહને મશાણે જતો જોવા હું આ લોકમાં નહિ હોઉં......હું વધુ લખી શકતી નથી, વ્હાલા ! તમને નમસ્કાર કરીને હું વિદાય લઉં છું. મારે બધો આભાર તમારો જ માનવાનો છો. ગમે તેમ, પણ જે કાંઇ બન્યું તે છેવટે તો સારું જ બન્યું છે. મારા છેલ્લા શ્વાસ સુધી તમારો જ આભાર હું માનીશ.

આ બધું હું તમને કહી શકી છું, તેથી મને બહુ આનંદ થયો છે. હવે તમે જાણશો, જોકે તે કદાપિ પૂરી રીતે સમજશો તો નહિ જ, કે હું તમારા પર કેવો ને કેટલો પ્રેમ ધરાવતી હતી : અને છતાં મારો પ્રેમ તમારા પર કદાપિ ભારરૂપ નહિ બને. એ જ મારા

અંતરનો સંતોષ છે. તમારા હળવા અને આનંદી જીવનમાં જરાએ ફેરફાર નહિ થાય. વહાલા ! મારું મરણ તમને જરાયે હાનિ નહિ કરે, જરાયે દુઃખ નહિં ઊપજાવે, એ જ વાત મને સુખ ઊપજાવે છે.

પણ હા ! તમારી જન્મગાંઠના મંગળ દિવસની પ્રભાતમાં તમને સફેદ ગુલાબનો પુષ્પગુચ્છ હવે કોણ ભેટ મોકલશે ? તમારું પુષ્પતબક એવા ગુચ્છ વિના શોભશે નહિ. વર્ષમાં એક વાર મારા પ્રેમી જીવનની સુવાસ અદૃષ્ટ રહીને તમારા નિવાસખંડમાં ફેલાઈ જતી હતી, તે સુવાસ હવે ત્યાં નહિ હોય.

મારે એક વિનંતિ કરવાની છે–તે પહેલી છે અને છેલ્લી પણ છે. મારે ખાતર તમે આટલું કરજો : તમારી જન્મગાંઠને દિવસે– જ્યારે માણસને પોતાના સંબંધી જ વિચારો આવે છે–દરવર્ષે સફેદ ગુલાબનો પુષ્પગુચ્છ એ પુષ્પબતકમાં મૂકજો. તમારા સિવાય અન્ય કોઇને હું ચાહતી નથી, તમારા સિવાય અન્ય કોઇને હું માનતી નથી. મારી ઇચ્છા છે કે હું તમારામાં જ વસ્યા કરું–વધુ નહિ, વર્ષમાં માત્ર એક જ દિવસ તમારામાં આવીને વસું, કે જેવી રીતે હું હમેશાં તમારી નિકટ જ વસ્યા કરી છું. પ્રિય-તમ ! આટલું તમે કરજો, કૃપા કરીને કરજો, મને એ મંગળ દિવસે તમારા સ્મૃતિપટ ઉપર સ્થાન આપવા માટે સફેદ પુષ્પગુચ્છને નામે મને સંભારજો...એ મારી વિનંતિ છે–એ મારી છેલ્લી માંગણી છે; તમારો આભાર માનું છું...તમને જ ચાહું છું...

---

# ઉપસંહાર

તેના અચેતન બનેલા હાથમાંથી પત્ર સરીને પડી ગયો.

તેણે ખૂબ ખૂબ લાંબો અને ઊંડો વિચાર કર્યો. હા, પડોશમાં વસતી એક છોકરીનું, ઊછરતી યુવતીનું, થીએટરમાંથી આવેલી રમણીનું...એવાં અસ્પષ્ટ સ્મરણો તેને થતાં હતાં, પણ બધાંય સ્મરણો ઝાંખાં, ગૂંચવાઇ ગયેલાં હતાં. જોરથી વહી જતા ઝરણાના પ્રવાહપટની અંદર એક નાનો લીસો કાંકરો હોય તેનું દર્શન કેવું હોય છે? ધ્રૂજરીઓવાળું અને ધૂંધળા આકારવાળું; તેવી જ રીતે તેના ચિત્તમાં એક પછી એક ઝાંખી છાયાકૃતિઓ આવતી અને પસાર થઈ જતી, પરંતુ એકાદુંય સંપૂર્ણ ચિત્ર રચાતું નહિ. મગજમાં સ્મરણનું પંખી પાંખો ફફડાવતું પણ તે ઊડી શકતું નહિ, અને પાછું એકાદ અગોચર ખૂણામાં ભરાઇ જતું. તેને એમ લાગતું કે પોતે આ બધી આકૃતિઓને સ્વપ્નમાં જોઈ હશે, કદાચ તેવાં સ્વપ્નો સિવાય બીજું કશું નહિ હોય.

તેની આંખો મેજ ઉપરના ફ્લાવર વાઝ તરફ દોરાઈ.

તે ખાલી હતું. કેટલાંક વર્ષોથી પોતાની જન્મગાંઠને દિવસે એ પુષ્પતબક ખાલી રહ્યું નહોતું, પણ આજે જન્મ-ગાંઠનો દિવસ હોવા છતાં તે ખાલી હતું. તે ધ્રૂજી ગયો : જાણે એક અદૃશ્ય દ્વાર ઓચિંતું ઊઘડ્યું હોય અને તે દ્વારા પરલોકમાંથી ફૂંકાતી એક વાયુલહરી એ નિવાસખંડમાં વાઇ રહી હોય, અને તેથી તેનું શરીર કંપતું હોય ! તે ક્ષણે તેને એ મૃત્યુનો સંદેશો મળ્યો અને તે સાથે અમર પ્રેમનો પણ સંદેશો તેને સંભળાયો. તેનામાં કાંઇક ઊભરાયું; અને મૃત્યુ પામેલી સ્ત્રી વિષેનો વિચાર તેના ચિત્તપ્રદેશમાં રચાઇ ગયો : નિરાકાર પણ મધુર–દૂરથી આવતા સંગીત સરખો.

સમાપ્ત

પરિશિષ્ટ

# સ્ટીફન ઝ્વીગ

## ( ૧ )

સ્ટીફન ઝ્વીગ ઓસ્ટ્રિયાના પાટનગર વીએનામાં રહેતો. જર્મન નાઝીવાદે અનેક વિદ્વાનોના ભોગ લીધા છે. સૌથી પહેલો ભોગ તેણે લીધો અમર નાટ્યકાર અર્ન્સ્ટ ટોલરનો. ત્યારપછી કેટલાય જર્મન સાહિત્યકારોએ દેશવટો લીધો. કેટલાકો છૂપા વેશે જર્મની અને ઓસ્ટ્રિયા છોડી ગયા. ૧૯૩૮ માં જ્યારે હિટલરે વિએના પર હલ્લો કર્યો ત્યારે સ્ટીફન ઝ્વીગે પણ પોતાનું વતન છોડયું અને તે ઇંગ્લાંડ જઇ ત્યાંનો નાગરિક બની રહ્યો. પાછળ નાઝીઓએ એનાં બધાં પુસ્તકો બાળી નાંખ્યાં! ઇંગ્લાંડ તેને બરાબર ફાવ્યું નહિ એટલે તે અમેરિકામાં ન્યુયોર્ક ખાતે ગયો અને છેવટે બ્રાઝિલમાં સ્થિર થયો. બ્રાઝિલની ગ્રીષ્મની રાજધાની પેટ્રોપોલીસમાં તે રહેતો હતો, અને ત્યાંનું નાગરિકત્વ મેળવવા યત્ન કરતો હતો.

તા. ૨૩ મી ફેબ્રુઆરી ૧૯૪૨ ના રોજ પેટ્રોપોલીસમાંના પોતાના રહેવાના મકાનમાંથી સ્ટીફન ઝ્વીગ અને એની પત્ની એલીઝાબેથ બન્ને એક બીજાની બાથમાં ભીડાયલાં–મૃત્યુ પામેલાં મળી આવ્યાં હતાં! બન્નેએ સાથે જ વિષપાન કરીને પોતાનાં જીવનનો અંત આણ્યો હતો.

બ્રાઝિલમાં તેને રસ પડ્યો હતો. તેને ત્યાં ગોઠતું પણ હતું. “ બ્રાઝિલ : ભાવીનો દેશ ” એ પુસ્તક તેણે બ્રાઝિલમાં રહ્યા પછી લખવા માંડ્યું હતું અને છેવટે પૂરું પણ કર્યું હતું.

મરતાં પૂર્વે ‘ગેરીબાલ્ડી’નું જીવનચરિત્ર પૂરું કરીને તે પ્રકાશકોને સોંપી ચૂક્યો હતો, પરન્તુ પોતાની જીવનકથા તેણે લખવા માંડેલી તે પૂરી થવા પામી નથી.

આપઘાત કરતાં પહેલાં બ્રાઝિલના કલમમંડળના પ્રમુખ ક્લો-ડીઓ ડીસોઝાને સંબોધીને નીચેનો પત્ર એ મૂકતો ગયો છે :

"જીવનથી સ્વેચ્છાએ વિદાય લેતાં પહેલાં મારું સમભાવભર્યું સ્વાગત કરનાર આ અદ્‌ભુત દેશ–બ્રાઝિલને હું આ અંજલિ આપવા ઇચ્છું છું.

"એકેક દિવસ ગુજરતો ગયો તેમ તેમ આ દેશ સાથે મને એવી મહોબ્બત બંધાતી ગઈ કે બીજો કોઈ દેશ જીવનના પુનર્નિર્માણ માટેની આવી પ્રબલ આશા મારામાં ન પ્રેરી શકત. પરંતુ મારી માતૃભાષાના દેશનું પતન અને મારી આધ્યાત્મિક ભોમ યુરોપનો એના પોતાના હાથે થતો વિનાશ જોયા પછી, અને ૬૦ વર્ષની વયે પહોંચવા આવ્યા પછી, મને લાગે છે કે મારા જીવનના પુનર્નિર્માણ અર્થે મને અનગળ સામર્થ્ય જોઇએ. વર્ષોસુધી એકથી બીજે દેશ અથડાઇને મારી સઘળી હામ નાશ પામી ગઇ છે. એટલે, મને લાગે છે કે, માનવસ્વતંત્ર્યને દુનિયાની મોંઘામાં મોંઘી દોલત માનતા મારા જીવનનો અંત આણવાનો સમય પાકી ગયો છે.

"મારા તમામ ચાહકો માટે મારી પાછળ હું પ્રેમભરી વિદાય મૂકતો જઉં છું."

( ૨ )

સ્ટીફન ઝ્વીગ સ્વતંત્રતા અને માનવતાનો મહાન ઉપાસક હતો. તેના છેલ્લા પત્રમાંથી જ તેના ભાવનામય જીવનમાં વણાયલાં એ તત્ત્વો સ્ફુરી આવ્યા વિના રહેતાં નથી.

પોતાના એક લેખમાં તે કહે છે : "મારા જીવનનાં છેલ્લાં વરસોમાં જ મને માનવસ્વાતંત્ર્યનો ખ્યાલ આવ્યો છે. માનવને પ્રાણવાયુની જેટલી જરૂર છે તેટલી જ સ્વતંત્રતાની પણ જરૂર છે. જ્યારે સ્વતંત્રતા જોખમમાં હોય ત્યારે કોઇ પણ માણસ એમ ને એમ જીવી શકે નહિ...હવે ખરેખરો વખત આવ્યો છે, જ્યારે માનવે પોતાના હક્કો માટે લડત ચલાવવાની છે." ચાહે તેવી પ્રણાલી કે

સંજ્ઞા તળે પોતાનું ભાવિ નક્કી કરવાનો લોકોનો હક્ક જે નાબૂદ કરે છે તે ઝ્વીગને મન લોકોના દુશ્મનો છે, અને તેથી તે કહે છે કે: " જે નવી વ્યવસ્થા અને નવા સિદ્ધાંતો માનવતાને જોખમમાં મૂકી દે છે તે માનવતાનો પ્રત્યાઘાત છે–પીછેહઠ છે."

ઝ્વીગ રાજકારણથી અલિપ્ત જ રહેતો, છતાં છેવટનાં વર્ષોમાં રાજકારણ જ તેને ગૂંગળાવી રહ્યું હતું. રાજકારણથી મલિન બનેલી જે નવી વ્યવસ્થા આવવાની છે તેમાં જીવવાની ઝ્વીગને બિલકુલ ઇચ્છા નહોતી. એક અગ્રણી સાહિત્યકાર તેને અંજલિ આપતાં કહે છે: " આપણે જીવીએ ત્યાંસુધી લડવાનું છે. ઝ્વીગને મરવાનો હક્ક નહોતો–જર્મન સાહિત્યના ઓસ્ટ્રિયન પ્રતિનિધિ તરીકે તેને મરવાનો હક્ક નહોતો. પણ તે માનવતાનો ઉપાસક હતો અને તેથી જ આપણે તેની મહત્તા ગાઈએ છીએ."

સ્ટીફન ઝ્વીગ મૃત્યુ પામ્યો છે, પણ એનું મૃત્યુ એ મૃત્યુ નથી. એ છે માનવતા માટેની શહાદત. એ શહાદતનો સંદેશો એ છે કે–માનવતા માટે આવશ્યક એવી ભૂમિકા સાહિત્યકારોએ સર્જવી જોઈએ, અને લોકોએ સહિષ્ણુતા કેળવવી જોઈએ. એક મનુષ્ય બીજા મનુષ્યને સમજે અને તેના પર આધિપત્ય સ્થાપવાને બદલે એ એનો નૈસર્ગિક સાથી અને સહવિચારક કાર્યકર થાય, એ જ ભૂમિકા માનવતાને ઉચ્ચ સ્થાને લાવશે.

સ્ટીફન ઝ્વીગનો આપઘાત એ સંસ્કૃતિના હ્રાસનું દર્શન કરાવનારું એક ભયજનક ચિહ્ન છે–માનવજગતને એક પ્રકારની ગંભીર ચેતવણી છે.

( ૩ )

સ્ટીફન ઝ્વીગ એક મહાન સાહિત્યકાર હતો. સાહિત્યના અનેક પ્રકારો તેણે ખેડ્યા છે. મૂળ જર્મન ભાષામાં લખાયલાં એનાં પુસ્તકો અંગ્રેજી, ફ્રેંચ, રશિયન અને હિંદની મુખ્ય ભાષાઓમાં પણ કેટલાક પ્રમાણમાં ઊતરી ચૂકયાં છે. 'અજ્ઞાતા' એ તેના Letter from an Unknown Woman પરથી લખાઇ છે.

જીવનકથાના આલેખનમાં જગતના મહાન લેખકોની હરોળમાં બેસી શકે એવી સ્થિતિ ઝ્વીગે મેળવેલી છે. નવલકથાના જેમ અનેક પ્રકારો છે તેમ જીવનકથાના પણ અનેક પ્રકારો પડ્યા છે. જીવનકથાના લેખનમાં ઝ્વીગનું મુખ્ય ધ્યેય નાયકના આત્મદર્શનનું જ બહુધા હોય છે. તે જીવનકથાને 'આત્માનું સર્વદર્શન' કહે છે.

સ્ટીફન ઝ્વીગે ઘણી જીવનકથાઓ લખી છે. યુરોપીય સાહિત્યકારો, રાજનીતિજ્ઞો, ધર્મધુરંધરો, સુધારકો, પ્રત્યાઘાતીઓ વગેરે પર એણે પોતાની કલમ ચલાવી છે, અને તે તે સમયનું, તે તે વ્યક્તિઓનું તેમજ તેમનાં મનોમંથનો તથા મહેચ્છાઓનું દર્શન કરાવ્યું છે.

ઐતિહાસિક વ્યક્તિઓની કથાઓમાં તે વ્યક્તિનું, તેની આસપાસના વાતાવરણનું તેમ જ ઐતિહાસિક સત્યોનું પૂરું ભાન રાખતો. પણ તેનું ધ્યેય તો એક જ હતું: ઇતિહાસને પાને મૂલ્યવાન ગણાતા પાત્રની માનવતા બહેલાવવાનું. આથી જ એની લખેલી બધી જીવનકથાઓનું એ એક સામાન્ય લક્ષણ બની ગએલું જણાય છે. માનવતાના ઉપાસક ઝ્વીગે જ્યાંથી ને ત્યાંથી માનવતા ખોળવા જ પ્રયત્નો કર્યા છે અને ચોમેર માનવતાના દીપકો પ્રકટાવ્યા છે.

"મેરી આંત્વાનેત" એ એની સૌથી વધુ જાણીતી જીવનકથા છે. એમાં તેણે ફ્રેંચ વિપ્લવના સમયનું ફ્રાન્સ અને તેની આમ જનતાની વિશદ ભૂમિકા સાથે લૂઈ સોળમાની એ કમનસીબ રાણીનું ચિત્ર આલેખ્યું છે. મેરીના જીવનની આજુબાજુ રચાયેલી કેટલીય કલ્પિત વાતોને ભેદીને તેણે એક સળંગ કથા નીપજાવી છે. નાની છોકરી મટીને બાયલા રાજા લુઇની રાણી બનેલી, પછી પ્રેયસી બનેલી, અને છેવટે મૃત્યુને ભેટેલી એ અનુપમ નારીનું પાત્રાલેખન કરીને ઝ્વીગ છેવટે તો વાચકના મગજ પર ઠસાવવા માંગે છે એ કમનસીબ રાણીની નિશ્ચયદઢતા. વિસ્તૃત સામગ્રીમાંથી શુદ્ધ સામગ્રીની જ પસંદગી કરીને 'સ્વતંત્રતા, સમાનતા તથા બંધુત્વ'ની ઘોષણા કરતી ફ્રેંચ જનતાનું સળંગ ચિત્ર ઝ્વીગે તેમાં રજૂ કર્યું છે અને

રાણીની કમનસીબી માટે આંસુ પાડ્યાં છે–વાચકો પાસે તથા તેના જ ઉપરથી બનેલા બોલપટના પ્રેક્ષકો પાસે પણ આંસુ પડાવ્યાં છે.

એની લખેલી એવી જ બીજી જીવનકથા છે 'મેરી: ક્વીન ઑફ સ્કૉટ્સ.' એ પણ એક કમનસીબ યુવતી હતી અને જીવનના ઝંઝાવાતોમાં પ્રકટેલી તેની માનવતાનું ઝ્વીગે સુરેખ દર્શન કરાવ્યું છે.

તેની પછીની તેની જીવનકથા છે 'જોસેફ ફાઉક'ની. એ નેપોલિયનના સમયમાં પોલીસનો વડો હતો અને પાછળથી ડ્યુક ઑફ ઑટ્રાન્ટો બન્યો હતો. તદ્દન નીચલા થરની વસ્તુને અને લંપાડ, દુષ્ટ તથા વિચિત્ર માનવને તેમાં ઝ્વીગે આલેખ્યો છે. એ જીવન-કથાને તેણે ઐતિહાસિક વાસ્તવિકતાથી યુક્ત બનાવી છે પણ તેના દુષ્ટ નાયક પ્રતિ ક્યાંયે શોક કે સહાનુભૂતિ પ્રકટવા દીધી નથી.

જેમાં ઝ્વીગે લગભગ પોતાનું જ આલેખન કર્યું છે એ ઇરેસ્મસનું જીવન તેની મહત્ત્વની કૃતિ છે. જર્મનીમાં જ્યારે એક બાજુએ માર્ટીન લ્યુથર અને એના સંપ્રદાયીઓ હતા, અને બીજી બાજુ કૅથેલિકો હતા, ત્યારે ઇરેસ્મસ વિદ્યમાન હતો. એ માનવતામાં જ માનતો હતો, તેથી તે એકે પક્ષમાં ભળ્યો નહોતો. ઇરેસ્મસનું જે મનોમંથન ઝ્વીગે તેમાં આલેખ્યું છે તે તેનું પોતાનું જ હતું. અજબ તરેહથી તેણે તેમાં નાઝી વર્ચસ્વની ક્રૂરતા તથા નિર્દયતા રજૂ કરી છે અને બીજી બાજુએ કચડાતી–રિબાતી માનવતાનું પ્રતિબિંબ મૂક્યું છે. પાશવી અંધકારમાંથી માનવોને ઉગારવાનો અને તેમને મારી નાંખવાને બદલે તેમને સમજવાનો આદર્શ ઇરેસ્મસ રજૂ કરે છે. માનવતાને સમજવાનું જ ધ્યેય ઝ્વીગનું પણ હતું.

ઝ્વીગના આટલા વિશાળ સાહિત્યમાં કોઈ પણ સ્થળે રાજકીય પક્ષાપક્ષી, જૂઠી વાતો કે પ્રચારનો એંઠવાડ નથી. તે કોઇ પણ વ્યક્તિનું મૂલ્યાંકન માનવતાની દૃષ્ટિએ જ કરે છે એ તો એની કૃતિઓ બતાવી આવે છે.

માનસશાસ્ત્રીય દૃષ્ટિએ ઝ્વીગે કેટલાક નિબંધો પણ લખ્યા છે.

એ નિબંધોમાં તેણે વસ્તુઓની તાત્ત્વિકતા જ આપવાનો ઉદ્દેશ રાખેલો છે.

ટોલ્સ્ટોય પરનું એનું વિવેચન તલસ્પર્શી છે. ટોલ્સ્ટોયની નવલકથાના વાચકો સમક્ષ તે એક નવું જ ચિત્ર રજૂ કરે છે. ટોલ્સ્ટોયની યુદ્ધમીમાંસા, જીન્સી તત્ત્વ અંગેની અનોખી દૃષ્ટિ, એનાં સારભૂત વક્તવ્યો તથા તેમાંથી ઊપસી આવતું ટોલ્સ્ટોયનું સુરેખ વ્યક્તિત્વ વાચકને એકદમ આંજી નાંખતું નથી, પરન્તુ ટોલ્સ્ટોયના મહાનપણામાંય જે ઊણપો હતી તે ઝ્વીગ રજૂ કરે છે. તેમાં વાચકને મળે છે માનસશાસ્ત્રની દૃષ્ટિએ લખાયલી ટોલ્સ્ટોયના વ્યક્તિત્વના વિકાસની કથા. બાલ્ઝાક અને ડીકન્સની સળંગ કૃતિઓનું વિવેચન કરવાને બદલે ઝ્વીગ એમના જીવનની જે વિશિષ્ટતાઓ બહાર લાવે છે તેમાંથી માનવતાનું પ્રતીક મળી આવે છે. ડોસ્ટોયવસ્કી વિષે વિવેચન કરતાં ઝ્વીગ સમજાવે છે કે ડોસ્ટોયવસ્કીની નવલકથાઓમાં તેના વ્યક્તિત્વનો અને તેના અંગત જીવનની કટુતાનો તેમ જ એને પરિણામે થએલા પ્રત્યાઘાતોનો પડઘો કેવી રીતે પડે છે.

એ જ રીતે નિત્શે, ગેરીબાલ્ડી વગેરેની કથાઓમાં ઝ્વીગ પોતાની રીતે ઐતિહાસિક વફાદારી સાથે તે તે વ્યક્તિઓનું આલેખન કરે છે. એ બધીએ મહાન વ્યક્તિઓ હતી, તેમને અનુકૂળ મહેચ્છાઓ તેમજ મનોમંથનો હતાં અને તે ઉપરાંત એ મહેચ્છાઓનો સાક્ષાત્કાર કરવાની શક્તિ પણ હતી. ઉપલબ્ધ હકીકતોમાંથી ઝ્વીગ પોતાને જોઈતી હકીકતો તારવી લઈને એમનાં જીવનનાં વિશિષ્ટ તત્ત્વોની ચર્ચા કરે છે અને આખીએ તાત્ત્વિક દૃષ્ટિની કે જીવનસિદ્ધિની સુંદર સમીક્ષા આપે છે. એ વ્યક્તિના જીવનની સમગ્ર છાપ પોતા પર કેવી પડી છે, એ મહાન હોવા છતાં માનવસમાજ પર એની શી અસર થઈ છે, એનું યોગ્ય મૂલ્યાંકન સ્ટીફન ઝ્વીગની કલમ નિરાડંબરી શૈલીમાં કરી બતાવે છે. એ રીતે કેટલાયે જીવનનાયકોને વાચકોની સમક્ષ એણે રજૂ કર્યા છે.

જીવનકથાનું આલેખન સ્ટીફન ઝ્વીગને વિશેષ અનુકૂળ હોય એમ લાગે છે; છતાં એણે સાહિત્યના બીજા પ્રકારો ઉપર પણ સફળ રીતે હાથ અજમાવ્યો છે. એની શૈલીની અભિનવતા અને મધુરતા જોવા મળે છે એની લાંબી કે ટૂંકી વાર્તાઓમાં.

એની વાર્તાઓનો મહત્ત્વનો સંગ્રહ છે 'કેલીડોસ્કોપ'. એ સંગ્રહમાં જુદી જુદી દૃષ્ટિથી વિકસાવવામાં આવેલાં પાત્રોની સળંગ–સુરેખ કથાઓ મળે છે. તેમાં વિશદ પાત્રાલેખન અને ગદ્યમય કવિતા પણ મળે છે. માનવીના હૃદયાંતર્ગત ભાવોને સમજવાની તેમાંથી સરસ તક મળે છે. 'બીવેર ઓફ પીટી' એની એક નવલકથા છે. તે એક ઑસ્ટ્રિયન અફસરની કથા છે. તે પ્રેમને લીધે નહિ પણ દયાથી પ્રેરાઈને એક યુવતીને પરણે છે અને બન્ને માટે પરિણામ દુઃખદ આવે છે. તેમાં ઝ્વીગ બેઉ પર થએલી જુદી જુદી અસરોનું પૃથક્કરણ કરે છે, અને જૂના રાજાકાલના ઑસ્ટ્રિયન લશ્કરી જીવનનું વર્ણન કરે છે.

પાત્રવર્ણનોથી દૂર રહીને પાત્રોના જ કથનદ્વારા સંપૂર્ણ કથયિતવ્યને આલેખી સુરેખ ચિત્રનિર્માણ કરવાની ઝ્વીગની કલાની પરાકાષ્ટા જોવાની મળે છે તેની બે લાંબી વાર્તાઓમાં : "લેટર ફ્રોમ ઍન અનનોન વુમન" (અજ્ઞાતા) માં અને "ઍમૉક" (હડકવા)માં.

આ ઉપરાંત એનાં પત્રો, પ્રવાસવર્ણનો, પોતાની આત્મકથા, એ બધી સાહિત્યસામગ્રી પ્રતીતિ ઉપજાવે છે એના સર્વવિધ વિકાસની, સર્જનશક્તિની અને આત્મવિકાસની. યુરોપીય સંસ્કૃતિનો સર્વગ્રાહી અભ્યાસ અને તેનું મૂલ્યાંકન એ એનું જીવનધ્યેય હતું. એ ધ્યેયાનુસાર જીવી શકાય ત્યાંસુધી તે જીવ્યો અને જીવન અસહ્ય થયું ત્યારે તેણે તે સ્વેચ્છાથી પૂરું કર્યું.

( ૪ )

આવા પ્રીલ્સુફ, મહાન વિચારક, સંસ્કારપૂજક અને માનવતાના ઉપાસક વિદ્વાનનો આત્મઘાત કોઈને પણ ઊંડા વિચારમાં

પાડ્યા વિના રહે નહિ. જેઓએ બુદ્ધિપૂર્વક—જાણી સમજીને આપઘાતો કર્યા છે તેઓને માટે પણ માનસશાસ્ત્રીઓ એવું નિદાન કરે છે કે તેઓએ ક્ષણિક આવેશથી દોરવાઈને અથવા ક્ષણિક ઘેલછાથી દોરવાઈને આપઘાતો કર્યા છે. મનુષ્યમાત્રને જીવન પ્રિય હોય છે, પરન્તુ જ્યારે કોઈને જીવન અપ્રિય લાગે ત્યારે તેની મતિમાં કાંઇ પણ વિકાર જાગ્યો હોવો જોઇએ એવું અનુમાન કરવામાં આવે છે: પછી એ વિકાર આવેશદ્વારા જાગ્યો હોય, ઘેલછાવાટે પ્રકટ થયો હોય કે બીજી કોઈ રીતે.

ઝ્વીગે પોતે જ લખેલી 'ઍમૉક' (હડકવા) વાર્તા જોઇએ. તેમાંની આત્મકથા કહેનાર નાયક—ડાક્ટર પોતે શાણો, સમજુ, પરોપકારી અને બલિદાનતત્પર માણસ છે, પરન્તુ એક સ્ત્રીના જીવનના ગુપ્ત રહસ્યને સુરક્ષિત રાખવાની તેને લાગેલી ધૂન એટલી પરાકાષ્ટાએ પહોંચે છે કે છેવટે એ રહસ્યને પોતાનો જીવ આપીને પણ તે સુરક્ષિત રાખે છે. તે પણ આત્મઘાત કરે છે! પરન્તુ એ ધૂનને ઝ્વીગ 'ઍમૉક' દર્દનો આવિષ્કાર માને છે, જેને આપણે માનસિક 'હડકવા' ને નામે ઠીક—ઠીક રીતે ઓળખી શકીએ. પવિત્ર હેતુપૂર્વક, દિવસો અને મહિનાઓની લાંબી વિચારણા પછી, પોતાના ચિત્તની સ્થિતિના સંપૂર્ણ ભાન સાથે આત્મઘાત કરનાર એ પાત્રને દર્દી કહેનાર ઝ્વીગને આપણે પણ દર્દી કહી શકીએ ખરા? જો તેને દર્દી જ કહેવો હોય તો તેના પોતાના જ શબ્દો ઉપરથી એમ કહી શકીએ કે પોતાના જીવનના પુનર્નિર્માણ અર્થે જોઈતા અનગળ સામર્થ્યને અભાવે વિષાદપૂર્ણ માનસિક સ્થિતિમાં તેણે સ્વેચ્છાપૂર્વક આત્મઘાત કર્યો હતો. વસ્તુતઃ ઝ્વીગને મરવાનો હક્ક નહોતો—જીવીને લડવાનો જ અધિકાર હતો. તેણે જીવનનો તાંતણો તોડી નાંખ્યો તે તેની નિર્બળતા માત્ર હતી.

---



## અમારાં બીજાં પ્રકાશનો

### વિસર્જન

અનુ. 'પલાશ' રૂા. ૨–૮–૦

### પ્રેમ–પ્રતિજ્ઞા

લે. સ્વ. પ્રેમચંદજી રૂા. ૩–૮–૦

### પ્રેમ અને પૂજા

ભાગ ૧–૨ રૂા. ૫–૦–૦
લે. દર્શક
પ્રવેશક સ્વામી આનંદ

### વિવાહ મંદિર

લે. સ્વ. નારાયણચંદ્ર ભટ્ટાચાર્ય





ગુજરાતી ભાષામાં બે અનોખી ગ્રંથાવલિઓ

**મૃદુલા**
અને
**કિરીટ**

સ્વ. પ્રેમચંદજીની
બે નવલકથાઓ

**પ્રેમપ્રતિજ્ઞા**

અને

**પ્રેમસિદ્ધિ**

બે સુંદર
નવલકથાઓ

**પ્રેમ અને પૂજા**
[ ભાગ ૧-૨ ]

અને

**વિવાહ મંદિર**

સુંદર નવલિકા
સંગ્રહ

**"વિસર્જન"**

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે :: ત્રણ દરવાજા, અમદાવાદ.